# QUESTIONNAIRE
# ON
# ST. LUKE'S GOSPEL.

## લુકની સુવાર્તાની પ્રશ્નાવલિ.

કિંમત ૮ આના.

# QUESTIONNAIRE
# ON
# ST. LUKE'S GOSPEL.

# લુકની સુવાર્તાની પ્રશ્નાવલિ.

કર્તા

પ્રોફેસર આર. વૉકર, પીએચ. ડી., ડી. ડી.

અંગ્રેજીમાંથી ભાષાંતર કરેલું.

---

PRINTED BY H. R. SCOTT AT THE MISSION PRESS, SURAT, AND PUBLISHED BY REV. L. E. LINZELL, AT THE METHODIST EPISCOPAL MISSION, BARODA CAMP.

---

૧૯૧૭.

[કિમ્મત ૮ આના.] [૫૦૦ નકલ.

# ઈસુના વ્યાખ્યાન સંબંધી વિદ્યાર્થીને સૂચનાઓ.

આજના જમાનામાં રાજકીય કાયદાના ધારા ઉપર જેવું ધ્યાન આપનારા લોકો છે, તેવુંજ ધર્મના વિધિઓ ઉપર ધ્યાન આપનાર ટેવવાળા લોકોની આગળ ઈસુએ પોતાનો ઉપદેશ કર્યો હતો. તેઓ ઘણીવાર નિયમના ઉદ્દેશ સંબંધી બીલકુલ કાળજી ધરાવતા નથી, પરંતુ એટલુંજ કહે છે કે હું કેવી રીતે તેનો શબ્દેશબ્દ પૂર્ણ કરી શકું? તેઓ નિયમનો શબ્દેશબ્દ પાળે છે ખરા, પણ તેના હેતુનો ભંગ કરે છે તેથી જો કે તેઓ નિયમના પંજામાંથી બચી જાય છે પરંતુ તેઓ નિયમ સાથેની ઠગાઈમાં ફાવે છે. એ પ્રમાણે ઈસુના જમાનામાં ધર્મના ઘણા આગેવાનોમાં એવું હતું. જેથી તે તેઓને એ કહેવાને બહાર પડે છે કે ધર્મ અને સદાચાર અંતઃકરણના વલણની બાબત છે, અને તે એક એવી શિક્ષણપદ્ધતિ ગ્રહણ કરે છે કે જે તેઓના સાધારણ શબ્દાર્થક જીવનના બહેર મારી ગએલા પડને આરપાર તોડી નાખે, ને તેઓના દીલ ઉપર એ સત્ય વાત ઠસાવે કે ધર્મ એ આત્માનું કામ છે. એ પ્રમાણે કરવાને તે એવી શિક્ષણપદ્ધતિ ગ્રહણ કરે છે કે જે ઘણીવાર મનને અચંબો પમાડે છે. દાખલા તરીકે ઈસુ લોકોને એમ શિખવવા ઈચ્છે છે કે માણસનું સઘળું જીવન એક શ્રેષ્ઠ હેતુને આધીન હોવું જોઇએ. અને તેથી તે કહે છે કે જો કોઈ મારો શિષ્ય થવા ચાહે છે, તો તેણે પોતાના બાપનો તથા માનો નકાર કરવો જોઇએ; કેવી ભયંકર વાત! અલબત આથી તેની કહેવાની મતલબ એ નથી કે એક પળ પણ આપણને એવી સૂચના મળે કે જ્યારે માણસ ખ્રીસ્તી થાય ત્યારે તે પોતાના વડીલો ઉપર અગાઉના કરતાં ઓછી પ્રીતિ કરે, પરંતુ એથી ઉલટું તે તેઓ પર હમેશાં વધુ પ્રીતિ કરે. આ પ્રમાણે થવા વિના રહી શકતું નથી કારણ કે જ્યારે માણસ ખ્રીસ્તી થાય છે ત્યારે તે દરેક બાબતમાં વધારે મોટો થાય છે. ખરી વાત કે ઇસુએ એક બીજા સંબંધમાં ઈશ્વર

પ્રત્યેના ભક્તિભાવથી પોતાનાં માબાપનો અનાદર થાય છે એવું બહાનું કહાડનારનો તુચ્છકાર કર્યો. પરંતુ તેમાં વિચાર કરવા જોગ જે શબ્દો છે, તેમાં આપણો પ્રભુ એમ કહેવા માગે છે કે ખ્રીસ્તી જીવનમાં એક નવો ઉત્સાહ ઉદ્‌ભવનાર છે, અને કે આ નવો ઉત્સાહ આત્માને એવી રીતે કાબૂમાં લેશે કે તે બીજા સઘળા મોહને નહિ જેવો કરી નાખશે. કોઈ પણ અંશે તે તેને ઓછો નહિ કરે, પરંતુ તે એટલો મોટો થશે કે સરખામણી કરતાં તે ઓછો દેખાશે. જો કે ખરૂં જોતાં જેમ માણબત્તી અંધારામાં ભભકાથી પ્રકાશીને પ્રકાશિત જ્યોત ચમકાવે છે, તો પણ ચકચકિત સૂર્યથી તેની જ્યોત ઝાંખી પડે છે, તેમ તે થશે.

તે વખતે કોઇ એકદમ પૂછશે કે જો ઈસુને એમ કહેવાની મતલબ હતી તો કેમ તેણે તેમ કહ્યું નહિ? શા માટે તેણે કહ્યું કે માણસે પોતાના બાપનો તથા માનો નકાર કરવો જોઇએ કારણ કે તે વાત બહારથી જોતાંજ માત્ર મુસ્કેલ નહિ, પણ દુષ્ટ છે? અને તેના પ્રત્યુત્તરમાં આપણે ફરી કહીએ છીએ કે આટલી આતુરતાથી પોતાને જણાવવાનું આપણા પ્રભુનું એક પ્રયોજન એ હતું કે એક પ્રકારનો માનસિક અચંબો ઉત્પન્ન કરવો, તેનાં વચનો તે એક પ્રકારની આત્મિક શસ્ત્રવિદ્યા છે. નરમ વાતથી મન ઉપર જોઇએ તેવો આવેશ ઉત્પન્ન ન થાત. તેના દિવસોમાં વિચાર કરવાનું ઘણુંખરૂં કામ લોકોને માટે રાબીઓ કરતા હતા, અને દરેક માણસ પોતે પોતાને માટે ભવિષ્યવાદી બને તેને માટે તે સાધારણ લોકોને ઉચ્ચ પદે ચઢાવવાને તથા તેમનો ગૌરવ વધારવાને તે એ પ્રમાણે આવ્યો હતો. આ પ્રમાણે સાધારણ મનને જુસ્સો ચઢે એવી પ્રબળ રીતે તે પોતા વિષે સ્પષ્ટ શબ્દમાં સમજાવે છે. યહુદી લોકોને પોતાના કપાળ ઉપર નાની ડબ્બીઓ બાંધવાની ટેવ પડી હતી, જેમાં પ્રાચીન નિયમના કેટલાએક ભાગ લખેલા હતા, અને આ ટેવથી તે ચિહ્નની મારફતે પોતાનું આંતરિક વલણ અજાણપણે બતાવતા. એટલે પોતાનો ધર્મ બાહ્ય રીતે વાપરતા. તે કારણથી ઈસુ પોતાને એવી રીતે તેમને સમજાવે છે કે જેથી તેનાં વચનો ઉપર બરાબર વિચાર દોડાવીને તે સમજવાની અને આંતરિક તથા આત્મિક રીતે તેમનો કબજો મેળવવાની તેમને ફરજ પડે.

આ કરતાં પણ વિશેષ એ છે કે આત્મિક સત્ય કાંઈ એવી બાબત નથી કે જે ઉમળકા વગર ઠંડી રીતે દર્શાવી શકાય. તે તો ખુબીથી પ્રકાશી નીકળે છે, અને ઠંડી રીતે પ્રદર્શિત કરવાને યત્ન કરવો તે બીન અસરકારક થાય!—સોનાની ઝારીને પીત્તળની બેઠણી બેસાડવા જેવું થાય. ખ્રીસ્તી ધર્મની નિરસ વાત ખરેખરૂં સત્ય નથી. જે પ્રમાણે માણસ કાંઇ વાત કથવામાં ભૂલ કરે છે, તેજ પ્રમાણે તે પોતાની આસ્થા બતાવવામાં પણ ભૂલ કરે છે.

ઈસુ જાણતો હતો કે લોકો તેના ઉપદેશમાંથી ક્રિયાના ચોક્કસ કાયદાની એક માળા બનાવવાનો યત્ન કરશે. જો તેઓએ તે પ્રમાણે કર્યું હોત તો તે એ પણ જાણતો હતો કે જે પ્રમાણે રેલ્વેમાં વખત બદલાવાથી મૂળનું અનુકૂળ અને ચોક્કસ વખતપત્રક થોડા વખતમાં નકામું થઈ જાય છે તેજ પ્રમાણે સુવાર્તા પણ થોડા વખતમાં બીન અસરકારક થઈ જાત. જેથી તેમ થતું અટકાવવાને તેણે પોતાને તેઓની આગળ એવી રીતે પ્રગટ કીધો કે તેનાં વચનોમાંથી નિયમોની કોઇ ચોક્કસ પદ્ધતિ બનાવવાનું વ્યવહારિક રીતે અશકય થઇ પડે. દાખલા તરીકે તેણે કહ્યું કે જે તારી પાસેથી માગે છે તેને આપ, ને તારી કને જે ઉછીનું લેવા ચાહે છે તેથી મ્હો ન ફેરવ. જો કોઈ માણસ પોતાનાં છોકરાં સાથેના વ્યવહારમાં આનો અક્ષરશ: ઉપયોગ કરે તો તે તેમને પાયમાલ કરી નાખે અને ઘણીવાર એવું બને છે કે કોઇ ગરીબ માણસે જેટલું માગ્યું હોય, તેટલુંજ માત્ર આપીને માણસ સાથી વધારે ખ્રીસ્તને નહિ છાજતું કામ કરે છે. એ પ્રમાણે ઇસુને કહેવાની મતલબ શી હતી, તેનું બેસીને મનન કરવાની તથા છેવટે ઇશ્વર માણસો પ્રત્યે જે પ્રેમભાવ રાખે છે તેજ પ્રેમભાવનું વલણ પોતાના સાથીઓ પ્રત્યે રાખવાનો ઈસુ તેમને હુકમ આપે છે એવું સમજવાની તેમને ફરજ પડે છે. તે કહે છે કે હમેશાં પરોપકારી થાઓ. તમારા આપવાથી સારૂં દાન થતું હોય તો હમેશાં આપો, પણ કેટલીએક વાર માણસ જે માગે છે, તે તેમને માટે નુકસાનકર્તા થતું હોય તો પૂરતા પ્રેમથી તેની ના પાડો. જે ખરેખર પથ્થર છે, તેને આપણી ધારણા પ્રમાણે રોટલી ધારીને ઈશ્વર પાસે માગીએ તો તે પથ્થર નહિ આપતાં જે રોટલીની આપણને જરૂર છે તે આપણને આપી જેમ પોતે કરે છે, તેમ આપણી પાસે કરાવશે.

આ પ્રમાણે આપણે જોઇએ છીએ કે ઉંડો અને સંભાળપૂર્વક વિચાર કર્યાં સિવાય ઇસુનાં વચનોનો ઉપયોગ કરવો એ ખરી રીત નથી. અને એવી કોઈ રીત હોય એવી તેની ઇચ્છા પણ નથી. તેણે પોતાના શિષ્યોને કહ્યું કે તમે કોઇને ગુરૂ ન કહો, અથવા બીજા શબ્દોમાં કહીએ તો એમ કે જે વિચારવાનું તમારૂં કામ છે, તે બીજાને સોંપશો નહિ; તમારી મેળે વિચાર કરવો, એ તમારી ફરજમાંની એક ફરજ તથા તમારા મોટા હકોમાંનો એક હક છે.

આપણા પ્રભુના શબ્દો હમેશાં સૂચવતા કે લોકોને દેવનો આત્મા એટલા માટે આપવામાં આવે છે કે તેઓ તેનો ખુલાસો કરે. કારણ કે જે ખ્રીસ્તી ધર્મ તે લાવ્યો હતો, તે માત્ર એક શિક્ષણ નહિ પણ અનુભવ હતો. અને એ અનુભવ વગર તેનાં વચનો વત્તાં કે ઓછાં અગમ્ય છે. વીજળી વિષે અજાણ્યા માણસની આગળ જેમ વિદ્યુત-યંત્રનો તાર તેમ તેઓ માણસને માટે છે.

એ કરતાં પણ વિશેષ ઇસુ હમેશાં માનતો કે લોકો પોતાના જીવનને તેનાં વચનો લાગુ પાડવાનો પ્રયત્ન કરે છે અને તે જાણતો હતો કે જ્યારે માણસો નમ્રતાથી અને ઈશ્વરી માર્ગનું પ્રદર્શન મળવાની આશાથી તેનાં વચનો કામે લગાડશે, ત્યારે **જીવન ખુદ પોતે અને તેના અનુભવ તેનાં વચનોના ખરા અર્થનો ખુલાસા કરનાર થશે.** જે માણસ ખ્રીસ્તી ધર્મનો કોઈ પણ ભાગ અમલમાં મુકવા આગળ તેનો સંપૂર્ણ અને સંતોષકારક સિદ્ધાંત પ્રાપ્ત થતાં સુધી તેની પાછળ ધીરજથી વળગ્યો રહે છે તેને પવિત્ર શાસ્ત્ર સુગમ થતું હશે એ અલબત શકભરેલું છે. દશ કોહોડિયા રસ્તે ચાલતાં શુદ્ધ કરાયા ને તેજ પ્રમાણે લોકોને ચાલતાં પ્રકાશ પમાડવામાં આવે છે. પગ ધોતી વખતે ઇસુએ પીતરને કહ્યું કે હું જે કરૂં છું, તે તું હમણાં જાણતો નથી, પણ હવે પછી તું સમજશે, અને એજ પ્રમાણે તે વારંવાર કહેતો જણાય છે કે જે હું કહું છું તે તું હમણાં જાણતો નથી પણ અનુભવના પ્રકાશમાં હવે પછી તું સમજશે. ત્યારે ઇસુનાં વચનો, કૃત્યો, મનન અને પ્રાર્થનામાં માણસને આગળ ચલાવવાને ઉત્તેજનરૂપ છે અને જેમ જેમ માણસો તેને અનુસરે છે તેમ તેમ દેવનો આત્મા પ્રભુનાં વચનોનો ખુલાસો કરી બતાવે છે.

આત્મિક સત્ય, માનવી શબ્દમાં સંપૂર્ણ રીતે સમજાવી ન શકાય એવા સાદા કારણને માટે કોઇ બીજો રસ્તો રહી શકતો નથી. અને કોઈ પણ જાતની ધાર્મિક પદ્ધતિ જે સાદા અને સરળ હુકમમાં બતાવી શકાય, ને જેનો અભ્યાસ કરવાની કે તેના વિષે ગુંચવણમાં પડવાની જરૂર નથી તે દેખીતી રીતેજ પોતાને સાંસારિક અને માણસનો બનાવેલો ધર્મ પ્રકટ કરે છે.

આપણા પ્રભુની ભાષણ કરવાની એક મનોહર અને આશ્ચર્યકારક પદ્ધતિનું એક બીજું કારણ જણાવવાનું રહ્યું છે. ઈસુને પોતાના શ્રોતા-જનો તેનાં વચનો સંભાળી રાખે, માટે તેમની યાદદાસ્ત ઉપર આધાર રાખવાનો હતો. અને તે કરતાં વિશેષ તે જાણતો હતો કે આવતા સૈકાઓમાં જે લોકોની પાસે પુસ્તકો નથી તેવા સાધારણ લોકની મારફતે તેની સુવાર્તા ફેલાવવાનું ઘણુંખરૂં કામ થવું જોઇએ. જેથી પોતાને એવી રીતે પ્રગટ કરવો જોઇએ કે તે સ્હેલથી એક મ્હોડેથી બીજે મ્હોડે જઈ શકે. જો ઈસુએ કહ્યું હોત કે જે માણસ પોતાના દ્રવ્ય ઉપર ભરોસો રાખે છે તે કેટલી મુસિબતથી સ્વર્ગમાં પેસી શકશે તો તેના શ્રોતાજનો તે ભુલી જાત, પણ તેણે કહ્યું તે પ્રમાણે આખી દુનિયાને યાદ છે કે શ્રીમંતને દેવના રાજ્યમાં પેસવું, તે કરતાં ઉંટને સોયના નાકામાં થઇને જવું સ્હેલ છે; અને આ વચનનું પરાક્રમ મનમાં રહે એવી રીતે તે વાપરેલું છે, તેનું એ વાજબી અને પુરતું પ્રમાણ છે. જ્યારે આપણે જંગલમાં જઇએ છીએ ત્યારે આપણાં કપડાંને જે બીઆં ચોંટીને દૂર ચોતરફ ફેલાય છે, તેના જેવાં ઈસુનાં વચનો છે.

જો કે ઇસુએ કદી કોઇ પરિચ્છેદની મારફતે કોઇ સત્યની કિમ્મત ઓછી કરી નથી, તો પણ પ્રસંગ આવ્યે ઉલટું જે સત્ય દેખાતું તેને શરત વગર અને સખ્ત રીતે પહેલા સત્યની પેઠેજ દર્શાવી આપતો. તેણે કહ્યું કે જે તારી પાસે માગે છે તે દરેકને આપ, પરંતુ તેણે એમ પણ કહ્યું કે તમારાં મોતી ભુંડોની આગળ ન નાખો, તેમજ જે પવિત્ર તે કુતરાઓને ન નાખો. સઘળું સત્ય તેને ઘણું કીમતી લાગતું અને તેને એમ લાગતું કે પોલાદના પટા વડે મનની સાથે તેને સજ્જડ કરી દેવું જોઇએ. અને તે ભુલી જવાનું જોખમ ખેડવાના કરતાં અથવા એ સત્ય

કાંઈ નિમાંલ્ય કે સાધારણ જેવું છે, એવી કોઈના મન પર છાપ પાડવાના કરતાં તે નહિ સમજાવાનું જોખમ ખેડતો. લોકો તેનું સમજતા એમ તે માનતો અને એમ ધારીને ધર્મના આવા સઘળા શિક્ષકો, જેઓ એમ સમજતા કે સાધારણ માણસો તૈયાર માલ ખાનારા છે તેવા શિક્ષકોને તે ઠપકો આપે છે. તેના સખ્ત શબ્દોથી લોકોને પડી જતા અટકાવવાને પ્રેમનો જે સામાન્ય નિયમ તેણે સ્થાપ્યો હતો તેની સમતોલ અસર ઉપર તથા તેના પોતાના ભારબોજ અને હોશીઆરીના દાખલા ઉપર બુદ્ધિપુર્વક તેણે આધાર રાખ્યો.

## પ્રશ્નમાળાના ઉપયોગને માટે સૂચનાઓ.

વિદ્યાર્થીના શેઠના કરતાં ચાકર તરીકે, પ્રશ્નમાળાનો ઉપયોગ થવો જોઇએ. શાસ્ત્રના અર્થ વિષે સ્વતંત્રપણે વિચાર કરવાને તેને મદદરૂપ થાય એજ માત્ર તેનું કામ છે. પ્રશ્નનો અર્થ શો છે, તે જાણવાને પ્રસંગવશાત્ તેને કદાપિ મુસ્કેલી નડશે અને એવા વખતે જો પ્રશ્ન પડતો મુકીને શાસ્ત્રની કલમ ઉપર પોતાનો વખત ગુજારે તો ઉત્તમ કહેવાય.

શાસ્ત્રના જે અધ્યાય ઉપર વિચાર કરવાનો છે, તે વિષે પુરતી રીતે વાકેફ થવું એ વિદ્યાર્થીનું પ્રથમ કાર્ય છે. મનમાં તે બરાબર ઠસી જાય ત્યાં સુધી ફરી ફરીને તેણે તે વાંચવું જોઇએ, અને એ તેના મનને ઉત્તેજીત અને આસ્થિક કરી પ્રકાશમય કરતાં સુધી તે ઉપર પૂરતો વખત, મનન કર્યાં બાદ તે કદાપિ આ પુસ્તકમાંના પ્રશ્નો ભણી વળીને સારી રીતે તેમના જવાબ આપી શકે છે કે કેમ તે જુએ, અને તેની નોંધપોથીમાં તેનો જવાબ લખી લેવો ડહાપણભરેલું કામ થશે. કેટલીએક વાર એમ માલમ પડશે કે વિદ્યાર્થીના મન આગળ પ્રશ્નમાં આવતી મુસ્કેલીના બે ખુલાસામાંથી એક પસંદ કરવાને મુકેલું હોય છે, પરંતુ કેટલીએક વાર આ ખુલાસાનો એક જવાબ ખરો અને એક ખોટો એમ નહિ પણ બન્ને ખરા હોય છે.

લેખક પોતાના પ્રશ્નના જવાબ સાથે નથી ઉમેરતો એ વાતથી કેટલાએક વિદ્યાર્થીઓ બેશક દુઃખી થશે. "તેઓ કહેશે કે દરેક બાબત હવામાં તે અધર મુકી દે છે!" પરંતુ જો પ્રશ્નની સામેજ જવાબ

મુકવામાં આવ્યા હોત તો શાસ્ત્રના અભ્યાસની આ રીતના સમસ્ત હેતુ ઉપર પાણી ફરી જાત કે જે આરંભથી અંત સુધી વિદ્યાર્થીને, "તમે કોઈને રાબ્બી ન કહો" એ ઇસુના હુકમને માત્ર આધીન થતાં શિખવવાને નહિ બલ્કે આપણા પ્રભુના શબ્દોનો ભાવાર્થ શો છે એ વિષે તેના પોતાના મનમાં નક્કી કરવાને અર્થે છે. એ રીત બધાને કાંઈક ટવળાવવા જેવી લાગશે કારણ કે પોતાને માટે વિચાર કરવો એ હમેશાં મુશ્કેલ છે; પરંતુ તેમાં જો વળગ્યા રહેવામાં આવે તો અનુભવથી એમ માલમ પડ્યું છે કે એ પદ્ધતિ હેઠળ વિદ્યાર્થીઓ પોતાના નિર્ણય ઉપર આવવાની શક્તિમાં જાણવાજોગ વૃદ્ધિ કરે છે, અને લેખકને વખતો વખત જણાયું છે કે જે વિદ્યાર્થીઓએ આ પ્રશ્નમાળાઓમાંની એકાદની પૂરી રીતે અને વિશ્વાસુપણે માહિતગીરી મેળવી છે અને સંતોષકારક ખુલાસો મળતાં સુધી તેના પ્રશ્નો પાછળ વખત ગુજાર્યો છે તેઓને શાસ્ત્રના બીજા ભાગો લઈને તેનો અભ્યાસ કરવાને તથા પ્રશ્નમાળાની મદદ પણ લીધા વગર બીજાને શિખવી શકે તેવી માનસિક ટેવો પ્રાપ્ત થઈ હતી.

અમેરિકાની કૉલેજના નવા વિદ્યાર્થીઓના દશ ક્રમવાર વર્ગોને માટે આ પ્રશ્નોમાં શ્રમપૂર્વક સુધારો વધારો થએલો છે, અને આશા રાખવામાં આવે છે કે આ લાંબા શ્રમથી તેઓને, વિદ્યાર્થીઓની જરૂરીઆતોને પહોંચી વળવાની પૂરતી યોગ્યતા પ્રાપ્ત થઈ છે.

લેખકની એ રીત છે કે જ્યારે અભ્યાસક્રમ ચાલતો હોય ત્યારે પુસ્તકાલયની અભરાઈઓ લુકની સુવાર્તાની ટીકાથી ભરેલી રાખવી અને પોતાના વિદ્યાર્થીઓને તેમનાથી બને તેટલી એ પુસ્તકોની તપાસ કરવાને ઉત્તેજન આપવું. પરંતુ જો તેઓ ટીકાનો જરાપણ ઉપયોગ કરે તો તેમને એક કરતાં વધારેનો ઉપયોગ કરવાને આગ્રહ કરે છે, એ માટે કે તેઓ કોઈ ખાસ એક લેખકના ખુલાસાના ગુલામ બની ન જાય. સૌથી વધારે પ્રસિદ્ધ ટીકાઓમાં કદાપિ કૅમ્બ્રીજ બાયબલ, ન્યુ સેન્ચ્યુરી બાયબલ, અને નવા કરાર ઉપર અમેરિકન બાપ્ટિસ્ટ ટીકામાંનું લુકની સુવાર્તા ઉપરનું પુસ્તક છે, એમ છતાં જુવાન વિદ્યાર્થીઓ ઘણીવાર ગૉડેટની મોટી ટીકા જો કે તે મૂળે કઠણ છે તો

પણ તેના પર અતિશય ફીદા થઈ જાય છે. જેઓને ગ્રીક ભાષા આવડે છે તેઓ પ્લમરનું ઇન્ટરનૅશનલ ક્રિટિકલ કૉમેન્ટરી નામનું જબરૂં પુસ્તક તથા એક્સપોઝીટર્સ ગ્રીક ટેસ્ટામેન્ટ નામનું બ્રુસનું પુસ્તક તપાસી જોવાને આનંદ માને છે.

વિદ્યાર્થીઓની નોંધપોથીમાં પ્રશ્નોના જવાબ લખતાં એ અવશ્યનું છે કે દરેક પૃષ્ઠને મથાળે લુકની સુવાર્તાના જે અધ્યાય પર વિચાર ચલાવવાનો છે તે સ્પષ્ટ લખવું અને પ્રશ્નમાળામાં વિષયનાં જે મથાળાં તરતાં આવે છે તે પણ નોંધપોથીમાં ફરીથી લખવાં, એ માટે કે પુનરાવલોકન કરતાં વિદ્યાર્થી તેમાં લખેલી કોઈ પણ વાત એકદમ ઓળખાવીને શાસ્ત્રના જે ભાગને તે લગતું હોય તેનો સંબંધ બતાવી શકે. આ બહુ વ્યવહારિક અગત્યતાની બાબત છે. અધ્યાયનાં મથાળાં અને શાસ્ત્રના જે વિષય ઉપર વિચાર કરવાનો છે, તેની સૂચનાઓ સ્પષ્ટ લખવામાં વિદ્યાર્થીની સંભાળ ઉપર નોંધપોથીની ઉપયોગીતા મોટે ભાગે આધાર રાખે છે. પોતાના જવાબ પણ તેણે એવા રૂપમાં લખવા જોઇએ કે કોઈ જવાબ વાંચીનેજ કહી આપે કે શાસ્ત્રના કયા ભાગ વિષે તે કહે છે. એમ કરવામાં વખત જરા વધારે જશે, પરંતુ છેવટના પરિણામે તે ઘણા વખતનો બચાવ કરશે. ઘણા વિદ્યાર્થીઓને પોતાના સંભાળપૂર્વક લખેલા આ પ્રશ્નોના જવાબ પાછળનાં વર્ષોમાં મોટા વ્યવહારિક ઉપયોગના થઈ પડેલા લાગે છે.

આર. એચ. વૉકર.

---

# લુક.

## પ્રસ્તાવના. લુક ૧ ; ૧-૪.

ક. ૧. આ સુવાર્તાનો લખનાર, જેનું વર્ણન કરે છે તે પોતે નજરોનજર જોયું હોવાનો દાવો કરે છે શું ?

ક. ૨. પ્રેરિત લેખકો તેમના કામને માટે ચોકસાઈથી તથા પદ્ધતિપૂર્વક મહેનત કરીને તૈયાર થયા કે નહિ એ સવાલ પર જે પ્રસ્તાવના આપેલી છે તે પરથી તમે શું શીખો છો ?

ક. ૩. પ્રસ્તાવનામાં કયાં આગળ આપણને માલમ પડે છે કે પૂર્વ દેશોનાં સાહિત્યોનાં રચનારહિત અને સંબંધહીન લક્ષણો દૂર કરનારૂં આખ્યાન આવશે ?

ક. ૪. પ્રસ્તાવનાનો અભ્યાસ કરવાથી કયા સવાલો તમારા મનમાં આવે છે ?

## ખ્રીસ્તનું વૃત્તાંત. ૧ ; ૫—૨ ; ૫૨.

જેમ કોઈ ચીત્રેલી સુંદર છબીને લાંબા વખત સુધી જો જો કરવાથી પ્રેક્ષકના મનમાં ધીરે ધીરે તેની સૌંદર્યતા ઉતરતી જાય છે તેમજ આ અધ્યાયની ખરી સૌંદર્યતા જ્યાં સુધી તમારા મનમાં ન ઉતરે ત્યાં સુધી તેને વાંચ વાંચ કરો.

૧. વાર્તાના આ ભાગમાં વારે વારે આવતા વિદૂતાવાળા શબ્દો વાર્તાને એવો ભાસ આપે છે કે, જાણે કોઇ પડદા પર અમુક નમુના પ્રમાણે એવી રીતે ચિત્રો વણેલાં હોય કે તે નમુનો અને ચિત્રો એકમય દેખાય.

(अ) દાખલા તરીકે "અને છોકરો મોટો થયો ને આત્મામાં બળવાન થતો ગયો" ૧ ; ૮૦. આ વાક્ય જેવાં બીજાં વાક્યો ક્યાં આગળ મળે છે?

(ब) "પણ મરિયમ એ સઘળી વાતો મનમાં રાખીને તેઓ વિષે વિચાર કરતી" ૨ ; ૧૯. આ વાક્ય જેવાં બીજાં ક્યાં આગળ મળે છે?

૨. આ ભાગ અને આને મળતા માત્થીના વિવેચન વચ્ચે જે મુકાબલા રહ્યા છે તે જુઓ.

## (૧) બાપ્તિસ્મા કરનારના જન્મની અગમવાણી.
## ૧ ; ૫–૨૫.

૧. આ કલમોને બરાબર વાંચ્યા બાદ, જુના કરારમાં તેના જેવી જે બીજી વાતો છે, જેમકે : ઉત્પ. ૧૭ ; ૧-૮ : ૧૮ ; ૧-૧૫. ન્યાયાધીશ ૧૩ ; ૧-૨૫ અને ૧ શમૂ. ૧ ; ૧-૨૭ તેમને વાંચતાં રસ પડે છે.

આ બધી વાર્તાઓ ઈશ્વર સંબંધી કયી સત્ય વાત આપણા મનમાં ઠસાવે છે?

## (૨) કુમારીકાને દૂતની ખબર. ૧ ; ૨૬–૫૬.

૧. વાર્તાની ભયોત્પાદક સૌંદર્યતા જાહેરમાં કહેવા કરતાં ગુપ્તમાં ઠીક સમજાય છે.

૨. કેટલાક ટીકાકાર એવી સૂચના કરે છે કે, આ અને તેના પછીનાં ગીતો લુકે બોલનારાઓનાં મુખમાં મુક્યાં હતાં. નિ:શક જો મરિયમના હોઠ પર ગીત ન હોય તો પણ તેના અંત:કરણમાં તો હશેજ. પણ આ સુવાર્તાનો લેખક એ કેમ દર્શાવે નહિ! આથી શું એ કહેવું આવશ્યક છે કે, બીજી એક હજાર સ્ત્રીઓથી જે થયું છે તે મરિયમથી થયું ન હોત?

૭૦૩૯



### (૩) યોહાનનો જન્મ. ૧; ૫૭-૮૦.

૧. જ્યારે એલીસાબેતે કહ્યું કે, "તેનું નામ યોહાન કહેવાશે," ત્યારે તેણીના મિત્રોએ તેણીને કહ્યું કે, "તારા સગામાંના કોઇનું એવું નામ પાડેલું નથી." પરંતુ, તેણીએ તેમનું ન માનતાં છોકરાનું નામ તેજ રાખ્યું. યોહાન ભવિષ્યમાં એક નવોજ માણસ નિવડનાર હતો. ત્યાં પાછા, આ ફકરાઓમાં રહેલી મુખ્ય વાત આપણે જોઇએ છીએ, અને તે એ છે કે, દેવની ઉત્પાદક કૃપા એક નવો જમાનો શરૂ કરે છે.

૨. એ જુઓ કે, એલીસાબેતના ગીતની માફક ઝખાર્યાહનું પણ ગીત જુના કરારની ભવિષ્યવાણીથી જુદું પડે છે, અને તે આ બાબતમાં કે, એ મોટો દિવસ લાંબા ભવિષ્યમાં નથી, પણ પાસેજ છે: આવો એ ગીતનો ભાવાર્થ છે.

### (૪) ઇસુનો જન્મ અને ભરવાડોને ખબર. ૨; ૧-૨૦.

૧. મસીહ ખરેખર આવ્યો છે એની નિશાની એ હતી કે, તેઓ તેને ગભાણમાં જોશે; આ ગભાણની નિશાની બધી પેઢીઓના વારસને માટે છેવટ યોગ્ય દીસતી હતી. આ નિશાની તેને માટે કેમ હતી?

૨. આ આકાશી સંદેશો મુખ્ય યાજકો તથા શાસ્ત્રીઓ પર ન આવતાં આ બિચારા નમ્ર ભરવાડો પર પહાડની એક બાજુએ કેમ આવ્યો?

૩. ભરવાડો પ્રમાણિક હૃદયના અને નમ્ર તથા આશાવંત માણસો હતા એ આપણે કેવી રીતે જાણીએ?

### (૫) મંદિરમાં ઇસુને રજુ કરવામાં આવે છે. ૨; ૨૨-૪૦.

૧. મંદિરમાં બીજાં છોકરાં હશે એ શું સંભવિત નથી? જો હોય તો શિમઓન અને આન્નાને કેવી રીતે માલમ પડયું કે, ઇસુ તેજ અમારી પ્રાર્થનાઓનો જવાબ છે?

૨. શિમઓનને એટલી બધી ખાતરી કેવી રીતે થઇ કે, ઈસુને જોઈશ ત્યાર પછી હું મરીશ.

૩. શિમઓનના વખતનો જમાનો લોકોની એ આશાથી પ્રકાશિત થઈ રહ્યો હતો કે મશીહ આવીને દુનિયા પર સત્તા ચલાવશે; વારૂ, આમ છતાં પણ શિમઓન તો તે વખતે એક દુખિયારા મશીહની રાહ જોતો હતો એ કેટલું અજબ છે! ત્યારે, આ માહિતી તેને ક્યાંથી મળી હશે?

## (૬) મંદિરમાં છોકરો ઈસુ. ૨; ૪૧-૫૨.

૧. ક્યાં ક્યાં ખાસ લક્ષણોમાં ઈસુ ખ્રીસ્ત બીજાં છોકરાંને મળતો આવતો હતો?

## યોહાન બાપ્તિસ્મા કરનારની સેવા. લુક ૩; ૧-૧૭.

કલમો ૧-૩ જુઓ. વખત બતાવવાને જે વર્ષોની ટીપ દેખાડી છે તે વિધિપૂર્વક અને માણસના મનમાં ચોંટે એવી વિદ્વતાભરેલી રીતે લુક આ બીના જણાવવા ઈચ્છતો હોય એમ સંભવે છે.

લુકે જે જે રાજ્યાધિકારીઓ દર્શાવ્યા છે તેમના વિષે વિદ્યાર્થી જો શીખે તો, જે ભુંડા દિવસોમાં યોહાન બાપ્તિસ્મા કરનાર કામ કરતો હતો, તે વાત ખરી કરી આપવાને સાધનભૂત બને.

કલમો ૪, ૫. "રાનમાં પોકારનારની વાણી." યશાયાહના ૪૦ મા અધ્યાયમાં આ ભવિષ્યવાતના મૂળ શબ્દો વાંચી જુઓ. ઇસ્રાએલીઓને બાબેલોનમાં હાંકી લઇ જવામાં આવ્યા તે વખતે આ શબ્દો એક મોટો ભવિષ્યવાદી કે જેને તેમના પાછા જવા સંબંધી ભવિષ્ય ભાખવાને પ્રેરણા થઇ હતી તેણે લખ્યા હતા. ભવિષ્યવાદીના મનમાં ભવિષ્ય કહેતાં ઘણું કરીને યોહાનજ હતો એવી ગ્રંથકારની માન્યતા હશે કે પછી અસલના વખતમાં જેમ એક સંદેશિયાએ ઇસ્રાએલીઓના

પુનઃ આગમન સંબંધી ખબર આપી તેના જેવું કામ યોહાન તે ગ્રંથકારના દિવસોમાં બજાવનાર તરીકે હશે એ બાબતનો નિર્ણય કરતાં રમૂજ પડે છે.

ભાખેલો ભવિષ્યવાદ લુકના પુસ્તકમાં કેવી રીતે વંચાય છે અને યશાયાહના ૪૦ મા અધ્યાયમાં તેનું મૂળ રૂપ કેવું છે તે વચ્ચે રહેલો ફરક જુઓ.

ક. ૭-૯. "ઓ સર્પોના વંશ." યોહાને લોકો સાથે આવી સખ્તાઇ કેમ રાખી તે સમજાવવાને તમે કેવાં કારણો આપશો? શું તેનો સ્વભાવજ એવો કડક હશે, કે શું તે ખ્રીસ્તના રાજ્યને આડે આવનાર એક મોટા વાંધારૂપ હશે, કે શું યહુદીઓના ગર્વને શરૂઆતથીજ મટાડી દેવાનું આવશ્યક ધારીને તે એવી રીતે બોલ્યો હશે? સામાન્ય રીતે દરેક યહુદી પોતે ઇબ્રાહીમના વંશનો છે એમ ધારતાં તેનો શો હક હતો એ વિષે તેની શી માન્યતા હતી? આ સવાલના જવાબમાં સૂચના તરીકે યોહાન ૩; ૩ માં જુઓ. આ કલમનાં વચન એક મોટા ફરોશીને લાગુ પાડવામાં આવ્યા હતાં. "સર્પોના વંશો," એ કઠોર ઉપનામ ઘણું કરીને કોને લગાડવામાં આવ્યું હતું એ વિષે માત્થીનું શું કહેવું છે? માત્થી ૩; ૭. જો કે યોહાન એક યહુદી અને યાજક કે જે પોતાનો કાળ ક્રિયાઓ અને અર્પણો ચઢાવવામાં ગાળતો હતો તેનો છોકરો હતો તો પણ તેણે પોતાના ઉપદેશમાં કયી મુખ્ય વાત પડતી મુકેલી તમે જુઓ છો? કયા પ્રકારનાં કૃત્યો કરાવવાને તે ઉપદેશ અને શિખામણો આપતો હતો?

ક. ૯. "અને હમણાંજ ઝાડોની જડ પર કુહાડો મુકયો છે." આનો અર્થ શો?

ક. ૧૨. દાણીઓ જકાત ઉઘરાવનાર હતા, ત્યારે અનાશ્રિત લોકોની વચ્ચે તેમના પર સ્વાભાવિક રીતેજ કેવું પરીક્ષણ આવે?

ક. ૧૪. પોતાની રૈયત ઉપર રહેનાર સિપાઈઓમાં કયો સ્વાભાવિક દુર્ગુણ હોય? યોહાનનાં ખાસ ફરમાનો યોગ્ય હતાં તે જુઓ.

"તમારા પગારથી સંતોષી રહો." આનો અર્થ શું એમ થાય છે કે, વધારે પગાર માગ માગ કરતા નહિ અથવા કે, ગેરવાજબી રીતો વાપરીને તમારી આવક વધારી દેવાને યત્ન કરતા નહિ?

૬. ૧૫-૧૭. હું મારા જમાનામાં મોટામાં મોટો માણસ છું એમ યોહાને નહિ વિચાર્યું હોય, એવું શું તમે ધારો છો? ત્યારે તેને પોતાની ન્યૂનતા વિષે આટલી બધી જાણ હતી એ શું અજાયબી ભરેલું નથી?

ખ્રીસ્ત માણસને કેવી સચોટ કસોટીઓ લાગુ પાડે છે, એ વિષે યોહાનની કેવી સમજણ છે તે લક્ષમાં લો.

યોહાન પોતાના અનુભવથી લોકોને ધ્રુજાવી અને ઉસ્કેરી શકતાં શીખ્યો હતો, પણ તે તેમનામાં આત્મા અને સ્વભાવનું સ્થાયી બદલાણ કરી શકતો નહોતો એમ શું તમે ધારો છો?

યોહાન બાપ્તિસ્મા કરનાર સંબંધી તમારા મનમાં ઉદ્‌ભવતા એક કે તેથી વધારે સવાલો લખો.

## ઇસુનું બાપ્તિસ્મા. લુક ૩; ૧૮-૨૨.

ઇસુનું ઘણું કરીને જે યરદન નદીમાં બાપ્તિસ્મા થયું તે જગ્યા નકશામાં જુઓ.

માત્ર બીજાઓને એક સારો નમુનો આપવાને ઇસુએ બાપ્તિસ્મા લીધું એમ આપણે શું સમજવાનું છે કે તે પાપથી પૂર્ણ મુક્ત હતો તેથી કરીને તે ક્રિયા ઉંડા અર્થવાળી હતી એમ સમજવાનું છે?

યોહાનના બાપ્તિસ્મા સંબંધી યહુદીઓની કેવી સમજ હતી? માર્ક ૧; ૪. જેવી યહુદીઓની આ બાબતમાં સમજણ હતી તેવીજ શું ઇસુની પણ હતી? ત્યારે આ બાપ્તિસ્માનો અર્થ ઇસુને મન કેવો હતો?

ઇસુ જ્યારે પોતાના બાપ્તિસ્માને માટે યોહાન આગળ રજુ થયો ત્યારે યોહાનને થએલી લાગણી વિષે માત્થી જે વર્ણન કરે છે તેથી આપણામાં કેવી સમજણ ઉતરે છે?

મારે તો તારાથી બાપ્તિસ્મા પામવું જોઇએ. એવું જે યોહાન બોલી ઉઠ્યો હતો તે શું, ઇસુના મુખ સામે જોતાંની વારજ તે બોલ્યો હશે, કે પછી ઉમેદવારોની પરીક્ષા કર્યાં બાદ બાપ્તિસ્મા આપવાની તેની જે રીત હતી તે થઇ રહ્યા બાદ તેણે એમ ઇસુને કહ્યું હશે?

નોંધ પરથી આપણે શું એમ સમજવાનું છે કે ઇસુના બાપ્તિસ્માનો વખત તે તેની જીંદગીનો એક બારિક સમય હતો?

પરિપૂર્ણ ભલાં માણસોને શું તેમની જીંદગીમાં એવા બારિક સમયો હોય છે?

## વંશાવળી. ૨૩–૩૮.

માત્થી અને લુકની આપેલી વંશાવળીઓની સાધારણ રીત અને તેમનાં લખાણમાં તમે કયા અજબ ફેરફારો જુઓ છો? માત્થી ૧: જુઓ.

## ઈસુનું પરીક્ષણ. ૪; ૧–૧૫.

સ્ટોકર્સના બનાવેલા "ખ્રીસ્તના જીવનચરિત્ર" માં પરીક્ષણ વિષેનો અધ્યાય સારી રીતે વર્ણવ્યો છે.

ક. ૧. પરીક્ષણ વિષેની લુકના કહેવા પ્રમાણેની વાર્તા માત્થી ૪: ૧-૧૧ સાથે સરખાવી જુઓ. કયો ચોખ્ખો ફરક તમને દેખાય છે? માર્ક ૧: ૧૨, ૧૩માં આ વિષે ઘણું સુંદર વૃત્તાંત છે.

જુઓ, લુક એમ કહે છે કે, શેતાનથી લલચાઇને ઇસુ પવિત્ર આત્માથી દોરાવાયો હતો. આ પરથી એમ દેખાય છે કે, ઇસુનું પરીક્ષણ થાય એવી આત્માની ઇચ્છા હતી. પરંતુ, આ વાત પર પ્રથમ નજર નાખવાથી તે પ્રભુની પ્રાર્થનાની વિરૂદ્ધ જણાય છે; કારણ કે પ્રાર્થનામાં આપણે કહીએ છીએ

કે, 'અમને પરીક્ષણમાં ન લાવ' અને આનો અર્થ એવો થાય છે કે, પરીક્ષણ એવું કંઈક છે કે, જેથી માણસોએ નાસી છૂટવું જોઈએ. ભરપૂરતાથી તાજી કૃપા પામીને સજ્જ થયા બાદ ઈસુએ પરીક્ષણમાં ઝંપલાવ્યું હતું. આ વાત, ઉપરના સવાલના ખુલાસામાં એક ઈસારા તરીકે લેવાય.

તેની જીંદગીના આશયો જે મનુષ્યોના મનમાં તેમની આશાઓ સંબંધી નિરાશા ઉત્પન્ન કરે અને જેથી તેમની દૃષ્ટિમાં તેનું જીવન નિષ્ફળ જેવું ભાસે એવા હતા તે આશયો વિષે પોતાના મનમાં દૃઢ નિશ્ચય કરતી વેળાએ તેને જે પરીક્ષણ થયું તે આ હતું શું?

ઈસુ અરણ્યમાં ચાળીસ દિવસ સુધી કેમ રહ્યો? શું તેણે આમતેમ ભમ્યા કરીને સખ્ત માનસિક મહેનત ઉઠાવી હશે કે તેણે કોઈ એવા ઘણા લાંબા વિચારમાં અધિક ધ્યાન ધરીને તે વિષે પ્રાર્થના કર્યાં કરી હશે અને જીંદગીની મુખ્ય મુસ્કેલીઓ અને સિદ્ધાંતો વિષે વિચાર કર્યાં કરીને તેની સેવા સંબંધીની રચના ચોકસાઈથી ઘડી કાઢી હશે?

અરણ્યમાં લાંબા વખત સુધી પોતાની જીંદગીના કામને માટે ઈશ્વરની ઈચ્છા જાણવાનો પ્રયાસ કરતાં ઈસુ ઘણું કરીને શાની મદદ લે? ધર્મશાસ્ત્ર તેને મન હમેશ અજાયબી અને સામર્થ્યથી ભરપુર હતું, તે તેના બાપ્તિસ્મા બાદ તેને પણ એક નવું પુસ્તક લાગ્યું હશે એવો ખ્યાલ શું તમે કરો છો?

ઈસુ, જુના કરારના કોઈ પણ લેખકથી મોટો હોઈને પોતાના સામાવાળિયાને પહોંચી વળવા તેની સમક્ષ શાસ્ત્રનાં વચનો કેમ ટાંકે છે? શું એ માટે કે, તે પરીક્ષણ વખતે પ્રત્યુત્તર આપવાને શાસ્ત્રમાંથી જે શબ્દો ઈસુને હોઠે આવ્યા તે બિલકુલ સમયાનુસાર હતા, કે શું તેનું મગજ અને શરીર થાકેલું હોવાથી પ્રાચીન કાળની અક્કલબુદ્ધિ પ્રમાણે વર્તવાનું તેને સલામતી ભરેલું લાગ્યું હશે?

ક. ૩. આ પત્થરને આજ્ઞા કર કે તે રોટલી થઈ જાય. ગરીબ અને
ભૂખ્યા માણસોની પંક્તિથી ચઢિયાતા રહેવાને ઇસુમાં જે એવી
શક્તિ હતી કે જે કોઇ બીજાનામાં નહોતી તે શક્તિ ઈસુએ જો
વાપરી હોત તો ગરીબ લોકો પરના તેના ભારબોજમાં શું થાત?

ક. ૪. માણસ એકલી રોટલીથી નહિ જીવશે, એ શાસ્ત્રવચનને ઈસુના
સિદ્ધાંત સાથે શું લાગુકરણ છે? શું ઈસુના કહેવાનો ભાવાર્થ
એવો છે કે, જ્યારે દેવની દીર્ઘદૃષ્ટિમાં રોટલીનો નકાર થાય
ત્યારે માણસનું ધ્યાન અલબત ઉચ્ચતર અને વધારે અગત્યનાં
સાધનો તરફ દેવથી ખેંચાય? ઈસુનાં આ ટાંચણ જે જુના
કરારમાં આપેલાં છે તેમને જો વિદ્યાર્થી તેમના મૂળ રૂપમાં
જુએ તો ઠીક. પુન. ૮; ૩.

ક. ૫. ફરી શેતાન તેને લઇને ઘણા ઉંચા પહાડ પર જાય છે, ને
જગતનાં સઘળાં રાજ્ય તથા તેઓનો મહિમા તેને એક પળમાં
દેખાડે છે. આ વાર્તા જો કે પૂર્ણ ખરી છે છતાં, આમ સાફ
રીતે અલંકૃત ભાષામાં વપરાય છે એ શાથી જણાય છે?

શેતાનનું ભજન કરવાનું આ પરીક્ષણ એટલે કે, ખરેખર શું તે નીચે પડીને પ્રણામ કરવાનું હતું કે શું તે મહમદની રીત પ્રમાણે છળકપટ ને બળનો ઉપયોગ કરીને દુનિયાને જીતી લેવાનું હતું?

ચાતુરીથી કાર્યસિદ્ધિ કરનારી અને લડતો ચલાવનારી જે ઇસુની મહાન શક્તિ હતી તે વડે જો તેણે કાઇસાર જેવાની સત્તા મેળવી હોત અને પછીથી કેળવણીની રીતો વડે દુનિયાને ન્યાયીપણાથી નીતિનો બોધ કર્યો હોત તો શું તે એક સારી વાત ન કહેવાત?

ક. ૯. જો તું દેવનો દીકરો છે તો અહિંથી પોતાને હેઠળ પાડી નાખ.
પોતાને હેઠળ પાડી નાખવામાં ઈસુને શું ખોટું હતું? જો તેણે
તેમ કર્યું હોત તો શાસ્ત્ર તેનું રક્ષણ કરી લેવાને તેને ચોકખું
વચન આપતું હતું. જો તેણે પોતાના આચરણના નૈતિક ગૌરવ

તરફ લોકોનું ધ્યાન ખેંચવા કરતાં શેતાનની આજ્ઞા પાર પાડીને અને એમ એક ચમત્કાર કરીને લોકોને સ્તબ્ધ કરી દીધા હોત તો શું તેથી ઇસુનો ભારબોજ લોકોમાં સ્થાયી થઇ જાત?

ક. ૧૨. પ્રભુ તારા દેવનું પરીક્ષણ તું ન કર. આનો અર્થ શું એવો થાય છે કે, શેતાને ઇસુને દેવ ધારીને તેનું પરીક્ષણ ન કરવું? કે શું ઇસુનેજ એમ લાગે છે કે, દેવનું પરીક્ષણ નહિ થવું જોઇએ? આ કલમનું મૂળ રૂપ કેવું છે તે જુઓ પુન. ૬; ૧૬. નિર્ગ. ૧૭; ૧-૭ પ્રાચીન નોંધ દેખાડે છે કે તેઓએ ચમત્કાર દીઠો નહિ ત્યાં લગી તેઓ ચીડાયલા રહ્યા; પણ તેથી તેઓ દેવની સાથેનો તેમનો સંબંધ ગુમાવી બેઠા. ત્યારે દેવનું પરીક્ષણ કરવું એટલે કહો શું કરવું?

## નાઝારેથના સભાસ્થાનમાં લુક ૪; ૧૪–૩૦.

ક. ૧૪. ઇસુનું શેતાનથી પરીક્ષણ કરાવવાને આત્મા તેને રાનમાં લઇ ગયો. પણ લુક કહે છે તેમ, તેજ આત્માના ખરા પરાક્રમમાં ઇસુ અરણ્યમાંથી પાછો ફરે છે. દેવ વિષેની તેની સમજણ પરીક્ષણથી કંઇ ઓછી થઈ ગઇ નહોતી. લાંબા વખત સુધી તેને અરણ્યમાં જે વિચારમાં નિમગ્ન થઈ જવાનો અને સતત પ્રયાસનો અનુભવ થયો હતો તેથી તેના ઉપદેશ કરવા પર શી અસર થાય?

ક. ૧૫. અને તેણે તેઓના સભાસ્થાનોમાં બોધ કીધો અને સઘળાંથી તે માન પામ્યો. આ કલમ ને પછીની વાર્તામાં જે મુકાબલો લુક આપણને દેખાડવા ઇચ્છે છે તે શો છે?

ક. ૧૬. તે પોતાની રીત પ્રમાણે વિશ્રામવારે સભાસ્થાનમાં ગયો. જ્યારે એમ હતું કે યોહાન ઇસ્રાએલીઓના ધાર્મિક આગેવાનો પર ટીકા કરતો હતો છતાં પણ તેઓ વિશ્રામવારે જે સભાઓ ચલાવતા હતા તેમાં જવાને ઇસુએ કેમ રીત પાડી?

ક. ૧૮, ૧૯. પ્રભુનો આત્મા મારા પર છે. યશાયાહના ૬૧ મા અધ્યાયના મૂળ રૂપમાં આ કલમ કેવી રીતે છે તે વાંચો.

ક. ૨૦. સભાસ્થાનમાંના સઘળાની આંખો તેના પર કેમ ચોંટી રહી?

ક. ૨૧. આજ આ લેખ તમારા સાંભળતાં પુરો થયો છે. જે શહેરમાં ઇસુ ઉછર્યો હતો તેમાં, હું મશીહ છું, એમ લોકોને કહેવું એ ઇસુને માટે સહેલ કે અઘરૂં હતું?

ક. ૨૨. શું એ યુસફનો દીકરો નથી? આમ તેઓ કેમ બોલ્યા?

ક. ૨૩. વૈદ, તું પોતાને સાજો કર. જે શાસ્ત્ર ઇસુ વાંચતો હતો તેમાં એવું શું હતું કે જેથી કરીને લોકોના મનમાં આ મ્હેણું આવ્યું? "તું પોતાને સાજો કર" આ દૃષ્ટાંતનો અર્થ લોકો કેવો કરશે એ વિષે ઇસુના મનમાં શું હશે? શું એ કે, તમારા પોતાના અથવા તો તમારા કુટુંબના કે તમારા મૂળ ગામના ભલાને માટે વ્યવસ્થા કરી રાખો? ઇસુના પરીક્ષણમાં કયી જગ્યાએ તેને આમજ કહેવામાં આવ્યું હતું કે, "તું પોતાને સાજો કર," અને તેણે તેમ કરવાને નકાર્યું હતું. ઇસુની આખા ગાલીલમાં મોટી લોકપ્રિયતા વિષે કહેવાનું પડતુ મુકીને લુક પોતાને ઇસુના ગામના સભાસ્થાનમાં થએલા આ દિલગીરીભર્યાં અનુભવ વિષે કેવું વિગતવાર વર્ણન કરે છે તે ધ્યાનમાં લેવું મનોરંજક છે?

ક. ૨૪. કોઇ ભવિષ્યવાદી પોતાના વતનમાં માન્ય નથી. આ વાત કેમ ખરી છે?

ક. ૨૪-૨૭. એલીયાહ તથા એલીશા સંબંધી જે વાતો ઇસુ કહે છે તે વાંચો. ૧ રાજા. ૧૭; ૮-૧૬; ૨ રાજા. ૫; ૧-૧૯. કોઇ યહુદીને ઘેર નહિ અને એક કનાની બાયડી જે પવિત્ર દેશની બહાર રહેતી હતી તેની પાસે એલીયાહને કેમ મોકલવામાં આવ્યો? અને કોઇ યહુદી કહોડિયો નહિ પણ નાઅમાન કરીને એક વિધર્મી કહોડિયો એલીશાથી કેમ શુદ્ધ કરાયો?

ક. ૨૮. પોતાના ગામનું કોઇ જણ એમ કહે કે હુંજ મશીહ છું તો તેના વિષે નાઝારીઓ હલકું કેમ બોલે એ સર્વ કોઇ સમજી શકે, પણ આ જનસમુદાયે તો ઇસુને મારી નાખવા સુધીનો ક્રોધ કર્યો એનું તમે કેવું સ્પષ્ટિકરણ કરો છો? શું એ માટે કે,

ઈસુએ તેમની ટીકા કરેલી હોવાથી તેમની લાગણી દુખાઇ હતી? કે શું, તેના મશીહ હોવાના દુર્ભાંષણના દાવા વિરૂદ્ધ તેઓ એક ધાર્મિક પક્ષ લેતા હતા? અથવા શું, વિદેશીઓ કે જેમને અમે ધિક્કારીએ છીએ તેઓ દેવથી વધારે કૃપાને પાત્ર છે, એમ તેના બોલવાને માટે? કે શું આ બધાં કારણોને માટે? પ્રે. કૃ. ૨૨; ૨૧, ૨૨.

## કાપરનાહુમમાં ચમત્કારોનો દિવસ. ૪; ૩૧–૪૩.

કાપરનાહુમ કયાં આવ્યું અને તેને આપણા પ્રભુએ પોતાનું નિવાસસ્થાન કેમ બનાવ્યું?

ક. ૩૧-૩૭. ઇસુ વિષેની કયી ખરી બાબતો આપણા મનમાં ઠસાવવા લુક આ ભૂત વળગેલા માણસની વાર્તા દાખલ કરે છે? ભૂત વળગેલા માણસો વિષે જુદા જુદા મતો છે ખરા, તોપણ સઘળા વિદ્વાનો આ વાતમાં કબૂલ થાય છે કે, ઇસુને અસાવધ મગજો પર અસાધારણ સત્તા હતી, અને આ સત્તા તે તેમના પર ચલાવતો; વિદ્યાર્થીઓએ આ લક્ષમાં લેવું.

ક. ૪૦. સાબ્બાથવારનો સૂર્ય આથમ્યા પછી તેઓ સાજા થવાને આવ્યા. કેમ તેઓ તે પહેલાં આવ્યા નહિ?

ક. ૪૨. અને દહાડો ઉગ્યો ત્યારે તે નીકળીને ઉજ્જડ ઠેકાણે ગયો. તે શા માટે ગયો હશે એ વિષે તમે શું ધારો છો?

આ પાઠ પર એક બે વધારાના સવાલો લખો.

## માછીઓનું તેડું. ૫; ૧—૧૧.

લુકનું આ વર્ણન યોહાન ૧; ૩૫-૪૨ માં આપેલા વર્ણન સાથે સરખાવો, અને જુઓ કે, ઘણું કરીને આ શિષ્યનું આ કંઈ પહેલુંજ તેડું નહોતું; પણ તેના જનસમાજના કામમાં તેની સાથે હોવાને એક ખાસ નહોતરૂં હતું. યોહાન ૨૧; ૧ અને પછીની કલમોમાં વર્ણવેલીજ આ બીના છે એમ શું સિદ્ધ થઈ શકે?

ક. ૧. ગેન્નેસારેતનું તળાવ. કેમ્બ્રીજ શાસ્ત્રમાં આનું વર્ણન અને નકશામાં તેની જગ્યા જુઓ.

ઉંચી પાયરીના માણસોને તેના મદદગારો તરીકે બોલાવવાને બદલે આ ચાર માછીઓને ઇસુએ કેમ બોલાવ્યા હશે તે વિષે શું કંઇ કારણ તમારા ખ્યાલમાં આવે છે?

ક. ૩. ઉપદેશ કરવાને ઇસુ હોડી પર કેમ ચઢ્યો? કોઇ ખાસ ઇરાદાને માટે ઇસુએ સીમોનની હોડી પસંદ કરી હશે કે કેમ, એ સવાલ મનોરંજક છે. વળી બોધ થઈ રહ્યા બાદ તેઓ માછલાં પકડવા જાય એવું ઇસુએ કેમ કહ્યું હશે, તે સવાલ પૂછવો પણ રમૂજ ભરેલું છે. પીતરનું આમ બોલી ઉઠવું કે, "ઓ પ્રભુ, મારી પાસેથી જા, કારણ કે હું પાપી માણસ છું," એ ઉદ્‌ગાર શું તેની ખરી મરજીનો હતો કે ઇસુના સાથી થવાને ફક્ત તેની નાલાયકાતનો હતો?

## એક કહોડિયાને સાજો કરે છે. લુક ૫; ૧૨-૧૬.

ક. ૧૪. કોઈ પણ માણસને ન કહેવાને ઇસુએ કહોડિયાને કેમ ફરમાવ્યું? એક આશ્ચર્યકારક સાજાં કરનાર આવ્યો છે એવી ખ્યાતિ મારા વિષે સર્વત્ર ફેલાઈ જશે અને તેથી કરીને માત્ર કુતૂહળવાળા પ્રેક્ષકોનું તથા મદદને માટે બૂમાબૂમ કરીને વિનંતીઓ કરનાર જનોનું એક મોટું ટોળું મારી આસપાસ વિંટળાઇ વળશે અને તેથી બોધ તથા શિક્ષણ દેવાને મને વખત કે ચેન તેમજ ધ્યાનપૂર્વક મારૂં સાંભળનાર મનવાળા માણસો નહિ મળે—શું આ સબબથી ઇસુએ પેલા કહોડિયાને એવો હુકમ કર્યો કે, તેના ભલાને માટે જનસમાજની નજરથી સંતાવાને તેને એવી આજ્ઞા આપવામાં આવી?

ઇસુએ કહોડિયાને એમ કેમ ફરમાવ્યું કે તું જઇને પોતાને યાજકને દેખાડ? શું, આ માણસથી ઇસુ મુક્ત થવા માગતો હશે એ માટે? કે શું, કોઇને ન કહેવાનો તેનો હુકમ તે સહેલાઇથી પાળે તો તેને કંઈ કામમાં રાખવા માગતો

હતો એ માટે? કે તે અરસામાં એવો નિયમ હતો કે જે માણસ કહોડિયો હોય તેણે પોતાના સાજાપણાનું યાજક પાસેથી ખાતરીપત્ર મેળવ્યું ન હોય ત્યાં સુધી જન-સમાજમાં મળી જવું નહિ, એ નિયમ સારો હતો અને ઈસુ પોતે પણ તે પળાવે છે, એ દેખાડવા તે ચહાતો હતો, શું એ માટે? કે આ માણસને જે મોટો ફાયદો થયો હતો તેને માટે તે જાહેરમાં દેવ પ્રત્યે પોતાનું આભારીપણું પ્રદર્શિત કરે કે જે દરેક રીતે આવશ્યક હતું, એ માટે?

## પક્ષઘાતીને સાજો કરે છે. ૫; ૧૭-૨૬.

ક. ૧૭. "ફરોશીઓ" :—સુવાર્તાની વાતના બાકીના ભાગોની સમજણને માટે આ પંથના લોકો વિષેની ચોખ્ખી માહિતી જરૂરની છે. જુઓ કેમ્બ્રીજ શાસ્ત્ર, પાનું ૩૮૦, ૩૮૧.

લુક આપણને એમ કહે છે કે 'ને તેઓને સાજાં કરવા સારૂ પ્રભુનું પરાક્રમ તેની પાસે હતું.' આ પરથી શું આપણે એમ અનુમાન કરવાનું છે કે, કોઇ બીજા પ્રસંગોએ ઇસુને આ દેવની શક્તિ આપવામાં આવી નહોતી?

ક. ૨૦. ને ઈસુએ તેઓનો વિશ્વાસ જોઇને તેને કહ્યું કે, માણસ તારાં પાપ તને માફ થયાં છે. આ માણસને વિશ્વાસ હતો એ ઇસુએ કેવી રીતે જાણ્યું? તે એમ કેમ ન બોલ્યો કે, તારા પક્ષઘાતથી તું સાજો થયો છે? (કેમકે આ કારણને માટે ઇસુ પાસે આ માણસ આવ્યો હતો.) શું એ માટે કે, જેમ ઘણીવાર બને છે તેમ આ તેનો પક્ષઘાત તેનાં અઘોર પાપનો ચોખ્ખો બદલો હતો કે આ માણસોનો વિશ્વાસ એટલો મોટો અને તેમની આતુરતા એટલી ભારે હતી કે ઈસુને એવું મન થયું કે, જે માગવામાં આવ્યું છે એટલુંજ નહિ પણ જે જરૂરનું છે તે પણ આપવું?

ક. ૨૪. ઈસુએ પેલા માણસને તેને ઘેર જવાને કહ્યું. વધારે શિખામણો આપવાને તેને રોકી રાખ્યો નહિ. ઇસુને એમ લાગ્યું

કે, આ માણસને થએલો અનુભવ તે ઘડીને માટે પુરની શિખામણરૂપ છે અને કે તેના સાજાપણાના સદ્દ્વર્ત્તમાન તેના પોતાના લોકોમાં તે એકદમ કહે તો સારૂં.

ક. ૧૭-૨૫. પક્ષઘાતીને સાજા કરવાનો ચમત્કાર ઈસુએ કેમ કર્યો? શું એ માટે કે, પક્ષઘાતી અને તેના ચાર મિત્રોના વિશ્વાસના બળે તેના દયાળુ હૃદય પર અસર કરી તેથી કે ઈસુને પાપ માફ કરવાની જે શક્તિ હતી તે ફરોશીઓને બતાવવા?

## માત્થીનું તેડું અને જમણ. ૫; ૨૭-૩૨.

ક. ૨૭. દાણની ચોકી પર બેસતો હતો. આ દિવસોમાં આ વાત આપણે કેવી રીતે કહીએ? દાણીની તે જમાનામાં સામાજીક પાયરી કેવી હતી તે વિષે આપણે અગાઉ શું ખોળી કાઢયું છે? આવા માણસને ઈસુએ પોતાનો શિષ્ય થવાને કેમ બોલાવ્યો તે વિષે તમે શું ધારો છો?

ક. ૨૭-૩૨. આ બીનાને બરોબર ચોક્કસપણે વાંચવાથી માત્થી વિષે શી શી વાતોનું આપણે અનુમાન કરી શકીએ?

ક. ૩૦-૩૨. દાણીઓ તથા પાપીઓની સાથે ઈસુને ખાતો જોઇને જ્યારે ફરોશીઓ તેને પૂછવા લાગ્યા કે તું એમ કેમ કરે છે અને ઈસુએ જવાબમાં તેમને કહ્યું કે, "ન્યાયીઓને નહિ પણ પાપીઓને પસ્તાવાને સારૂ બોલાવવા હું આવ્યો છું," ત્યારે આ ઈસુના જવાબને શું આપણે તદન ગંભીર ધારવો કે, ફરોશીઓને તે કહેવામાં આવ્યું હતું માટે આપણે તેને મજાકવાળો ધારવો?

ક. ૨૯. ઈસુની પાછળ ચાલવાનો નિર્ણય કર્યા બાદ તરતજ માત્થીને એ ફરજીઆત લાગ્યું કે, એક મોટું જમણ કરવું અને દાણીઓ જથાબંધ આ જમણમાં આવ્યા—આ વાત ઈસુ વિષે કેવી વિચીત્રતા અને માણસો પ્રતિ તેના મનનું કેવું વલણ સૂચવે છે? આ જમણની વાર્તામાં માત્થીને પસંદ કરવાના ઈસુના ડહાપણ વિષે આપણે શું જોઇએ છીએ?

## જુના અને નવાનું દૃષ્ટાંત. ૫; ૩૩-૩૯.

ઈસુ અને તેના શિષ્યોએ કેટલાક સ્વમતાગ્રહી લોકોને ધાર્મિક ભકતોના સાથી તરીકે નહિ પણ એક મોજીલા ટોળા તરીકે ઠેરવ્યા એ વિષે પાઠમાં શી ઇસારત છે ?

તેના શિષ્યોને માટે ઇસુએ કેમ અમુક ઉપવાસના દિવસો ઠેરવ્યા નહિ? શું ઈસુનો મૂળ હેતુ એવો હતો કે, માણસોમાં તેના પ્રતિ અને તેના રાજ્ય પ્રતિ એવું **ચુસ્તપણું** ભરવું કે તેઓ તેના તરફથી કોઈ પણ નિયમ સિવાય તેમની મેળેજ કોઈ પણ આવશ્યક પરહેજગારી પાળી શકે? અથવા એ કારણને લીધે કે, માણસની શારીરિક સ્થિતિ ને તેમના હાલ જુદા જુદા હોવાથી કોઈ પણ નિયમ દરેક જણને બરોબર લાગુ પડી ન શકે?

ક. ૩૭. ઈસુના શિક્ષણરૂપી નવા દ્રાક્ષરસમાં અને સખ્ત યહુદી ધર્મરૂપી જુના દ્રાક્ષરસમાં શો ખરો ફેર હશે એ વિષે તમે શું ધારો છો?

ક. ૩૯. જુના રીતરિવાજોવાળા માણસો જેઓએ નવો છુટકારો અને સુવાર્તાની માત્ર દેખીતી શિથિલતા તરતજ માન્ય કરી નહિ તેઓને માટે ઇસુની દિલસોજી જુઓ.

## સાબ્બાથવારે ઘઉંનાં કણસલાં ખાય છે. ૬; ૧-૫.

લુક ૬; ૧-૫માં આપેલા વૃત્તાંતને માત્થી **૧૨**; ૧-૮ અને માર્ક ૨; ૨૩-૨૮ સાથે સરખાવો. આ સરખામણીથી સાબ્બાથવાર વિષે આપણને કયું વધારાનું વિવેચન મળે છે?

જ્યારે દાઉદનો જીવ લેવાને માટે શાઉલે તેની સતાવણી કરી ત્યારે દાઉદ મંડપમાં ગયો અને પોતાને માટે તથા પોતાના ભૂખે મરતા સાથીઓને માટે પવિત્ર રોટલી માગી. દાઉદના આ કામથી ઈસુ સાબ્બાથવારના ઉપયોગનો કેવો ચુકાદો કરે છે?

ઈસુએ એમ કહ્યું કે, "હું સાબ્બાથવારનો પણ પ્રભુ છું." આ ઉપરથી શું તેની એવી મતલબ છે કે, સાબ્બાથવારે હું ઇચ્છું તે કરવાને હું છુટો છું? અથવા તો શું એવી કે, પ્રભુનો મહિમા થઈ શકે અને માણસનાં કામો ઉમદા રીતે કરાય એવું સર્વ કંઈ કરવાની મને છુટ છે?

સાબ્બાથવાર તરફ ઈસુનું જે વલણ હતું તે વિષે તમારા મનમાં કયા પ્રશ્નો ઉપસ્થિત થાય છે?

## વિશ્રામવારે ઇસુ એક પક્ષઘાતીને સાજો કરે છે. ૬; ૬—૧૧.

તે વારે ઈસુના મનની સ્થિતિ કેવી હતી તે જોવાને માર્ક ૩; ૧-૬ની સાથે સરખાવો.

આ બીના ઈસુની કેવી ખુબીઓ પ્રદર્શિત કરે છે?

## બારની પસંદગી. ૬; ૧૨—૧૯.

ક. ૧૨. પરમેશ્વર પ્રત્યે પ્રાર્થનામાં તે આખી રાત લાગુ રહ્યો. આ પછી જે જે બન્યું તે પરથી વિચાર બાંધતાં તેણે શી શી બાબતો વિષે પ્રાર્થના કરી હશે, એ વિષે તમે કેવું અનુમાન કરો છો?

ક. ૧૩. તેણે બારને પસંદ કર્યાં અને તેમને "પ્રેરિતો" એવું નામ આપ્યું. "શિષ્ય" અને "પ્રેરિત" આ બે નામોના અર્થમાં શો ફેર છે?

## પ્રેરિતોની પસંદગી.

ક. ૧૩-૧૬. શું તમારૂં ધારવું એવું છે કે, તે જમાનામાં તેની નજરે જે શ્રેષ્ઠ માલમ પડ્યા તેવા બારને તેણે પસંદ કીધા અને તેમને સાધારણ માણસોમાંથી મહાન પુરૂષો બનાવીને તેણે લોકોને પોતાની મહત્તા દેખાડી અને આ પ્રમાણે જેમને અપૂર્ણ મદદનીશો સાથે કામ પડે છે તેમની આગળ તેણે એક નમુનો મુકયો? કે શું, આખા પાલેસ્તાઇન દેશમાં આ બાર માણસોને સૌથી શ્રેષ્ઠ ધારીને ઈસુએ તેમને પસંદ કીધા?

## પહાડ પરનું ભાષણ. ૬; ૨૦—૪૯.

ધ્યાનમાં લેવું કે, ૨૦—૨૬, ૨૭—૩૯, ૪૦—૪૫ અને ૪૬—૪૯ એ આ અધ્યાયના જુદા જુદા ભાગો છે. આ ભાગો વાંચો અને દરેક ભાગની મધ્યે એક ખાસ વાત આવે છે એ ધ્યાનમાં ઉતારો. પ્રથમ તો આ વાત એકદમ સમજણમાં નહિ આવે પણ એ ફરી ને ફરી વાંચ વાંચ કરવાથી કેમ ભાષણના ચાર ભાગો પાડયા છે એ બરાબર સમજણમાં ઉતરશે. આ દરેક ભાગમાં જે ખાસ બીના આવે છે તેને બરાબર લાગુ પડતું નામ વિદ્યાર્થી જો આપે તો ઠીક.

લુક ૬; ૨૦—૩૮ કલમો વિદ્યાર્થીઓએ મ્હોડે કરવી. જો તે આખોએ અધ્યાય મ્હોડે કરે તો તેથી તેને ફાયદો થાય.

### ભાગ ૧ લો. ૨૦—૨૬.

કલમ ૨૦. ઓ દરિદ્રીઓ, તમને ધન્ય છે, કેમકે દેવનું રાજ્ય તમારૂં છે. દૈહિક રીતે દરિદ્રી રહેવામાં ખાસ આશીર્વાદ છે, એવી શું ઇસુની મતલબ છે? હવે આત્મિક અર્થમાં લઇએ તો શું, જેઓ પોતા પર મુદ્દલ ભરોસો નથી રાખતા પણ જેમને દેવની કૃપાની ઘણીજ જરૂર લાગે છે તેવાઓને ઇસુ ધન્યવાદ આપે છે? અથવા શું તે એમ કહેવા માગે છે કે, તમે દરિદ્રીઓ જેઓ તમારી હલકી દુનિયાઈ સ્થિતિને લીધે ગર્વના પરીક્ષણ-માંથી મુક્ત થઈ, જે ઉચ્ચ આશીર્વાદો હું આપવાને આવ્યો છું તેના ભુખ્યા થઈ મારી આગળ ઉભા છો, તેમને ધન્ય છે?

કલમ ૨૧. ઓ ભૂખ્યાઓ, તમને ધન્ય છે કેમકે તમે ધરાશો. જેઓની પાસે ખોરાકને માટે પુરતી સામગ્રી નથી, શું એવાઓને ઇસુ ધન્યવાદિત કહે છે? કે શું તેના કહેવાનો એવો ભાવાર્થ છે કે, જેઓ દૈહિક રીતે ભૂખ્યા છે તેઓ જો મારૂં કહ્યું સાંભળશે તથા સ્વીકારશે તો તેમને આપવાને મારી પાસે આશી-ર્વાદ તૈયાર છે—અને આ આશીર્વાદ એવો છે કે જેઓ મોજમજામાં દહાડા કાઢે છે તેઓ તે પામવાને એટલા બધા આતુર હોતા નથી?

ક. ૨૪. પણ તમ શ્રીમંતોને અફસોસ છે, કેમકે તમે તમારો દિલાસો પામ્યા છો. શ્રીમંતો પર શું ઈસુ આ જગ્યાએ શ્રાપ પોકારે છે? કે શું તે એમ કહે છે કે, જે પોતાને શ્રીમંત તથા મારે કોઈ બીજાની હવે કોઈ પણ રીતે મદદની જરૂર નથી એમ ધારે છે, તેને અફસોસ?

## ભાગ ૨ જો. કલમ ૨૭-૩૮.

ક. ૨૭. પણ હું તમ સાંભળનારાઓને કહું છું કે, તમારા વૈરીઓ પર પ્રેમ કરો. જેઓ દ્વેષભાવથીજ માણસનું ભુંડું કરવાને મથે છે, તેમના પર કઇ રીતે પ્રેમ કરવાનું તેને માટે શકય છે?

ક. ૨૯. જે કોઈ તને એક ગાલ પર મારે તેની આગળ બીજો પણ ધર. શું આ વાકયના દરેક શબ્દના અર્થ પ્રમાણેજ સમજવું? અને જો તેમ નહિ તો ઈસુના કહેવાનો ભાવાર્થ શો છે? રાષ્ટ્રિય બચાવના સંબંધમાં ઇસુના આ શિક્ષણનું લાગુકરણ કેવું થાય? કોઇ વ્યક્તિ પ્રતિ શું કોઈ એવું નૈતિક કર્તવ્ય છે કે જે આખી કોમ પ્રતિ બજાવાય નહિ?

ક. ૩૦. જે કોઈ તારી પાસે માગે તેને આપ. હાડકાના આખા એવા ગરીબ લોકોને જ્યારે જ્યારે તેઓ માગે ત્યારે ત્યારે આપવું એ તો જેમ કોઇ નાના છોકરાને પોતાનો પ્રત્યેક તરંગ સમાવવા દેવો એ જેટલું ખરાબ છે, તેટલુંજ તેમને માટે પણ તે નિઃશક ખરાબ છે; ત્યારે કોને આપવું એ વિષે ઈસુના કહેવાનો ભાવાર્થ શો છે?

ક. ૩૫. પણ તમે તમારા વૈરીઓ પર પ્રીતિ રાખો ને તેઓનું સારૂં કરો, ને કદી નિરાશ ન થતાં ઉછીનું આપો. શી બાબતે નિરાશ ન થતાં? કેમ અનુપકારીઓ પર તથા ભુંડાઓ પર તે માયાળુ છે,—ઈસુનું આ કહેવું તે શું આ પાંત્રીસમી કલમને કંઈ પુષ્ટિ આપે છે?

ક. ૩૭. અને કોઇનો ઈનસાફ ન કરો ને તમારો ઇનસાફ કરાશે નહિ. પહાડ પરના ભાષણ વિષે માત્થી જે વૃત્તાંત આપે છે, તેમાં ઈસુ તેના શિષ્યોને જુઠા ભવિષ્યવાદીઓથી સાવધાન રહેવાને કહે છે. અને લુક ૨૧; ૮ માં તે કહે છે કે, કોઇ તમને ના ભુલાવે

માટે સાવધાન રહો, કેમકે મારે નામે ઘણા આવીને કહેશે કે, તે હું છું. આ સાવધાન રહેવાના ઈસુના હુકમનો મેળ, કોઇનો ઈનસાફ ન કરવાના તેનાજ હુકમની સાથે કેવી રીતે મેળવી શકશો?

## ભાગ ૩ જો. કલમ ૩૯–૪૫.

ક. ૪૦. શિષ્ય પોતાના ગુરૂ કરતાં મોટો નથી. આનો અર્થ શું એવો થાય છે કે, શિક્ષકની શિખામણો ગમે તેવી ડહાપણભરેલી હોય તો પણ તે તેના આંતરિક જીવનમાં જેવો છે તેના કરતાં તેના વિદ્યાર્થીઓ ચઢી ન શકે એવું તે માને?

ક. ૪૩. કોઈ નઠારા ઝાડને સારૂં ફળ આવતું નથી. ગમે તેટલાં સત્કર્મો માણસ કરે, પણ જો તેનું અંતઃકરણ ભુંડું હોય તો તેનાથી સારી અસર થઈ શકતી નથી, આવું શું ઈસુનું કહેવું છે?

ક. ૪૪. અને તું તારી આંખમાંનો ભારોટીઓ ધ્યાનમાં ન લેતાં તારા ભાઈની આંખમાંનું તણખલું કેમ જુએ છે? પોતે જ્યાં સુધી નિર્દોષ ન થાય ત્યાં સુધી પોતાના ભાઇને તેના અપરાધોથી સુધારવાને કોઇએ કોશિશ કરવી નહિ, એવો શું ઈસુનો ત્યાં ભાવાર્થ છે? અથવા તો શું ઈસુનું કહેવું એવું છે કે, પોતાના ભાઈ પ્રતિ દોષદર્શી અને અપ્રેમી ભાવ રાખવો એ એક એવો મોટો ગુન્હો છે કે જો માણસ એવા સ્વભાવ પર જીત ન મેળવે ને તેના ભાઇને સુધારવાને પ્રયત્ન ન કરે તો તે એક વિચિત્ર પગલું ભરે છે એમ કહેવાય?

ક. ૪૫. મનના ભરપુરપણામાંથી તેનું મ્હોડું બોલે છે. માણસ હમેશ અંદરખાને કેવા વિચાર કરે છે તે જાણવા હોય તો તે જ્યારે અણીના પ્રસંગે આવી પડે ત્યારે જણાય અને ત્યારેજ તે અંદરખાને કેવો છે તે માલમ પડી આવે; તેથી કરીને એવા બારીક પ્રસંગે અને મોટા સારા પ્રસંગે આપણે જેવા વિચારો દર્શાવવા ચહાતા હોઇએ તેવા વિચારો નિરંતર આપણે કરવા જોઇએ એ સલામત છે, એવો શું આ કલમમાં ભાવાર્થ રહેલો છે?

## ભાગ ૪. કલમ ૪૬-૪૯.

તેનું કહેવું કુદરતી વાતોની સાથે મળતું આવતું હતું, અને જે માણસોના આંતરિક વિચારો તેના શિક્ષણ પ્રમાણે હોય છે તેમને ડગાવવાને ભવિષ્યમાં કાંઈ પણ બનાવ ઉદ્‌ભવશે નહિ—એવી ઈસુની જે સમજણ હતી તે જુઓ.

## પહાડ પરના ભાષણનાં બે વૃત્તાંતો.

લુક ૬; ૨૦—૪૯; માત્થી ૫—૭.

માત્થી ૫—૭ વાંચો અને આ બે વૃત્તાંતોમાં જે ખાસ ફેર પ્રથમ પ્રથમ તમારા મનમાં આવે તે લખો.

માત્થી ૫-૭ માં ભાષણના કયા ભાગો લુકમાં પડતા મુકવામાં આવ્યા છે?

લુક ૬; ૨૦—૪૯ માં શું કોઈ એવી વાત છે કે જે ઘણું કરીને માત્થીમાં દેખાતી ન હોય?

પહાડ પરના ભાષણ પર કેટલાક સવાલો લખો.

## લુક ૭.

સુબેદારના ચાકરને સાજો કરે છે. ૧—૧૦.

યોહા. ૪; ૪૬—૫૬ માં અમીરના દીકરાને સાજો કરવા વિષે જે વાત આવે છે તે આ વાતની સાથે સરખાવો અને સરખામણીની મુખ્ય વાતો ધ્યાનમાં લો.

માત્થીમાં સુબેદારના ચાકરને સાજો કરવાની જે એવીજ વાત છે તે સરખાવો. અને સરખામણી કરતાં જે મુસીબતો આગળ આવે છે તે જુઓ.

જે ખાસ વાત ચોખ્ખી સમજાવવાને આ બન્ને વૃત્તાંતો છે, તે શું તેઓ પુરી સારી રીતે દેખાડે છે?

ક. ૨. કયા લસ્કરમાં આ માણસ સુબેદાર હતો? સુબેદાર એ શબ્દનો અર્થ શો થાય છે?

ક. ૧-૧૦. તારણ પામવાની એક બીજાથી વિરૂદ્ધ પ્રકારની બે રીતિ વિષે ત્યાં એક સુંદર મુકાબલો છે. આગેવાનોનું દઢતાપૂર્વક એવું ધારવું હતું કે, ઇસુ આ કામ કરે એને માટે સુબેદાર યોગ્ય હતો; પણ સુબેદારે ભાર દઈને કહ્યું કે, હું યોગ્ય નથી. સુબેદારના મનનું વલણ, દેવની પાસે કેવી રીતે આવવું તે દેખાડતાં નવા કરારની સૂચના દર્શાવે છે. અને વડીલોના મનનું વલણ રાબી યહુદીઓની અસલ રીત દર્શાવે છે. રાબી એમ ધારતા હતા કે, દેવનો આશીર્વાદ પ્રાપ્ત કરવાને માણસે યોગ્ય હોવું જોઇએ. પરંતુ ખ્રીસ્તી ધર્મ એમ કહે છે કે કોઇ પણ માણસ પોતે યોગ્ય હોવાનો દાવો કરી શકતો નથી પણ દરેકે દેવની દયા પર બધો આધાર રાખવો જોઈએ.

એવું શું હતું કે જેથી ઇસુને જવાનું મન થયું? શું અધિકારીઓનો વાદવિવાદ કે વિદેશીઓનો વિશ્વાસ?

ક. ૮. કેમકે હું પણ તાબેદાર માણસ ઠરેલો છું. આ સુબેદારે જો એમ કહ્યું હોત કે, હું પણ અધિકારવાળો માણસ છું તો તેનું કહેવું આપણે સહેલાઇથી સમજત. એમ કહેવાથી શું તે ઇસુની સાથે સરખામણી કરે છે ને એમ મતલબ બતાવે છે કે, જો કે તું ઉંચ પંક્તિનો માણસ છે, અને હું તો ઉતરતી પંક્તિવાળો છું તોપણ મારે નોકર ચાકર છે અને હું તેમને આજ્ઞા કરૂં છું અને તેઓ મને તાબે થાય છે; ત્યારે તું તો મોટો માણસ હોઈ મારા કરતાં કેટલું વિશેષ કરી શકે?

ક. ૯. અને એ વાતો સાંભળીને ઈસુ તેનાથી અચરત થયો. બીજા કયા પ્રસંગે તે અચરત થયો હતો? માર્ક ૬; ૬ માં નાઝારીઓ અને સુબેદારની ગતકાળની હકીકતમાં એવું શું હતું કે એકના વિશ્વાસ અને બીજાના અવિશ્વાસથી ઇસુને અચંબો લાગ્યો?

એક વિધર્મી લશ્કરના અમલદારના વિશ્વાસને યહુદીઓના સામાન્ય વિશ્વાસ કરતાં અધિક ગણીને ઈસુ તેના વિશ્વાસની પ્રશંસા કરે છે. લુકના આગલા અધ્યાયમાં કઈ જગ્યાએ ઇસુએ આના જેવીજ સરખામણી કરી છે?

સુબેદારે તેના ગુલામને છુટો કરી દેવો જોઈએ એમ કહેવાનું પડતું મુકતાં, જુઓ ઈસુ તેના તરફ આશ્ચર્યસહિત જુએ છે અને તેના વિશ્વાસનાં વખાણ કરે છે. જે ચાકર સાજો કરાયો તેને છોડી દેવાનું તે કેમ વિનવતો નથી? શું એ માટે કે, એ યથાર્થ ઉપાય એવો હતો કે જેને માટે દુનિયા તે સમયે પણ તૈયાર ન હતી?

**વિધવાના દીકરાને સાજો કરે છે. ૭; ૧૧-૧૭.**

આ બીનામાં ઈસુની કઈ ખુબી એકદમ ચોખ્ખીચટ દેખાઇ આવે છે? જુના કરારમાં બીજી કઇ મા કે જેનો દીકરો મૃત્યુ પામ્યો હતો અને જે નાઈન નજીક રહેતી તેને આવોજ અનુભવ થયો હતો? ૨ રાજા. ૪; ૮-૩૭.

**યોહાન બાપ્તિસ્મા કરનારનું એલચીપણું. કલમ ૧૮-૨૩.**

ઈસુ વિષે એવું શું હતું કે જેથી ઘણું કરીને યોહાન નાહિમ્મત થયો હતો? ઇસુના ચમત્કારો વિષે સાંભળીને યોહાન તેની પાસે માણસો કેમ મોકલે, એમ પૂછવાનું કહીને કે જે આવનાર છે તે શું તું છે કે અમે બીજાની વાટ જોઇએ? વાસ્તવિક રીતે આપણે એવો ખ્યાલ કરવો જોઇએ કે, ઇસુના ચમત્કારો સંબંધી મનમાં સંદેહ લાવ્યા સિવાય તેઓથી તેનો વિશ્વાસ દૃઢ થાય એમ હતું.

ક. ૧૮-૨૩. યોહાનના સવાલનો જવાબ આપવાની આપણા પ્રભુની પદ્ધતિ જુઓ. તેનો જવાબ માત્ર તેનાં કામોની ગણતરી હતી. જુઓ યશા. ૬૧. પાલેસ્તાઈનના ખરાબ સત્તાધારીઓનો ન્યાય ઈસુ કેમ કરી શકયો નહિ એ યોહાનની મુશ્કેલ સમજને તોડવા ઇસુએ સંદેશીઆઓની સાથે જે વાત કહેવડાવી મોકલી તે શું તેનો ખરો જવાબ હતો? અથવા તો શું સંદેશીઆઓને ઉપરના જવાબને બદલે આમ કહેવું પણ સરખું હતું;—અજબ કામો સંબંધી તમે સાંભળ્યું છે, અને તે કામોમાંનાં જુઓ લ્યાં બીજાં કેટલાંક છે. સામર્થ્યનાં મારાં જે ખરાં કામો છે તે ધારી

ધારીને જોઈ લો, અને મુશ્કેલીઓને એક કોરે રહેવા દો, ટુંક સમયમાં તે સઘળી સરળ થશે?

## યોહાન બાપ્તિસ્મીને મળેલી પ્રશંસા. ૭; ૨૪-૩૫.

ઈસુ વિષે જ્યારે યોહાનને સંદેહ આવ્યો તે વારેજ ઈસુ તેની તારીફ કરવા મંડી જાય છે. તેમાં તેના મનનું વિશાળપણું જુઓ. યોહાન બંદીખાનામાં હતો, પણ ઈસુ બતાવી આપવા માગતો હતો કે તેની મહત્વતાની કદર કરનાર હું તો છુંજ.

ક. ૨૩. અને જે મારા સંબંધી ઠોકર નહિ ખાશે તેને ધન્ય છે. આમ કહેવામાં ઈસુનો શું ત્યાં એવો ભાવાર્થ છે કે, મારા વિષે માણસના આગળના ખ્યાલો સંબંધી જો કે હું તેને નિરાશ કરૂં છું, તો પણ મને વિશ્વાસુ રહે એટલી મારામાં જે યોગ્યતા જુએ છે તેને ધન્ય છે? અથવા તો શું તે યોહાનને ઠપકો આપવા માગે છે, આમ કહીને કે, માણસના મારા સંબંધીના વિચારોની વિરૂદ્ધ એવું કંઈ પણ જે મારામાં જોતો નથી તેને ધન્ય છે?

ક. ૨૪-૩૦. ત્રણ પ્રકારના માણસો લોકપ્રિયતા પામે છે તથા જેમનું કહેવું જનસમાજ સાંભળે છે. યોહાનને સામર્થ્ય કયાંથી મળ્યું એ વિષે લોકોને પૂછતાં ઈસુએ તેમની આગળ ત્રણ વાતો રજુ કરતાં આ ત્રણ પ્રકારના માણસો દેખાડ્યા છે. સામર્થ્યના અને જનસમાજ આકર્ષાય એવા આ કયા ત્રણ પ્રકાર છે?

ક. ૨૮. આ યોહાનને ખરેખર કુદરતી અસાધારણ દાનો હતાં. તેમાં તેને વાક્પટુતાનું એક ઉંચા પ્રકારનું દાન હતું. હવે ત્યાં એક નમ્ર ખ્રીસ્તી છે, જેને કદાચ પાતળી શરીરની કાઠી અને ઠોઠ મગજ વારસામાં મળ્યાં છે. હવે આવા જણને ઈસુ યોહાનથી મોટો કહે એ શું વિચિત્ર દેખાતું નથી? પણ ખ્રીસ્તી તો ભુલી જવાય છે અને યોહાન તો ઇતિહાસના મહાન પુરૂષોની સાથે ગણાતો દુનિયામાં રહે છે. ત્યારે યોહાન કરતાં ખ્રીસ્તી કેવી રીતે મોટો કહેવાય?

ક. ૩૫. જ્ઞાન પોતાનાં સઘળાં છોકરાંથી યથાર્થ ઠરે છે. આમ કહેવામાં શું ઇસુનો એવો ભાવાર્થ છે કે, જેઓનો મૂળ સ્વભાવજ જ્ઞાનની કદર કરવાનો છે તેમની પાસે જો કોઇ દેવના જ્ઞાન વિષે સમજ આપતો આવે તો તેઓને તે ગમતો આવશે? અથવા તો શું એવો છે કે, કોઇ ઉપાડી લીધેલું ડહાપણભરેલું કામ ખરૂં કે ખોટું છે તે તેનાં પરિણામોથી માલમ પડે છે? સરખાવો માત્થી ૧૧; ૧૯.

ક. ૩૨. ચીડીઅલ છોકરાંને ગમે તે રમત રમવાને કહેવામાં આવે પણ તેનો નકાર કરે છે. એ ધ્યાનમાં આણીને ઇસુએ જે દાખલો આપ્યો તે જુઓ.

## ફરોશીનું જમણ. ૭; ૩૬–૫૦.

સીમોનના ઘેર જમવામાં ઇસુને આનંદ થયો હશે એ શું બને એમ છે? ત્યારે તે ત્યાં કેમ ગયો?

પાલેસ્તાઇનમાં તે વખતે ખાણાં ખાવા સંબંધી શી રીત હતી? બીજી જે વાત ઇસુ જાણતો હતો, તે બતાવતાં તેણે સીમોનને સાનમાં સમજાવ્યું કે હું એ બાયડીની ચાલચલણ જાણું છું, તે વાત શી હતી?

દેખીતી રીતેજ સીમોને ઇસુની સાથે અસભ્યતા ભરેલું વર્તન ચલાવ્યું હતું તે ધ્યાનમાં લો. એમ કેમ? શા કારણને લીધે સીમોને ઘણું કરીને ઇસુને નહોતર્યો? સીમોન કેવા પ્રકારનો માણસ હતો?

ઇસુ વિષે એવું શું હતું કે જેથી આ પાપી બાયડી તેની એટલી બધી આભારી બની ગઇ?

ક. ૪૭. એનાં પાપ જે ઘણાં છે તેઓની માફી થઇ છે. કારણ કે તેણીએ મારા પર પ્રેમ કર્યો માટે તેનાં પાપની તેણીને માફી થઈ છે, શું, એવો ઇસુનો ત્યાં ભાવાર્થ છે? અથવા તો શું તેના કહેવાની એવી મતલબ છે કે તેણીનાં ઘણાં પાપ માફ થયાં છે, તે મારા ઉપરના તેણીના પ્રેમની સાબિતી છે?

આ પાઠની બીના માત્થી ૨૬ ; ૬–૧૩ ને યોહાન ૧૨: ૧–૮ સાથે સરખાવો અને તેમાં વર્ણવેલી બીના આપણા પાઠનીજ બીના છે એમ કેટલાક ટીકાકારોનું જે કહેવું છે તે કોઇ ખરા કારણને લીધે છે કે કેમ તેનો નિર્ણય કરો. આ બે બીનાઓમાં કઈ કઇ સરખામણીઓ અને કયા કયા ફેરફારો છે?

પાઠ ઉપર એક કે બે સવાલો લખો.

## સેવા કરનારી સ્ત્રી. ૮; ૧–૩.

ક. ૧. સદ્‌વર્તન વિષે બોધ કરે છે અને આમાં જે ઉપર તરતી વાત છે તે હર્ષાનંદ છે. એક નવા દિનની શરૂઆત વિષે તે એક ઢંઢેરો હતો. કામ પદ્ધતિપૂર્વક જતું હોય અને જાણે કે આખા પ્રદેશમાં—શહેરોજ કેવળ નહિ પરંતુ ગામડાંમાં પણ ફેલાઇ ગયું હોય એમ દેખાતું હતું.

સ્ત્રીજાતને આકાશનું રાજ્ય કેવી રીતે મહિમા આપે છે તે વિષે લુક તેની સુવાર્તામાં દર્શાવે છે એમ કહેવાય છે. લુકના સુવાર્તાની આ નવીન વાતનું શું પહેલાં કોઇ ઉદાહરણ આવ્યું છે?

ક. ૨. કેટલીક બાયડીઓ જે ભુંડા આત્માઓથી સાજી કરવામાં આવી હતી તેઓ પોતાની પુંજીમાંથી તેની સેવા કરતી હતી. ત્યારે શું તમે એમ કહેશો કે માણસોનાં દાન ઉપર ઇસુ પોતાનો નિર્વાહ કરતો હતો? કે શું તે આ બાઈઓ કે જેમને તેણે અથાગ લાભો પમાડયા હતા તેમને તેના પ્રતિ આભાર દર્શાવવાનો તે એક લાગ આપતો હતો?

માગદાલેણ કહેવાએલી મરિયમ જેનામાંથી સાત ભૂત નીકળ્યાં હતાં તે એજ હતી. આનો ભાવાર્થ શું એવો છે કે તે ખાસ કરીને ભુંડી સ્ત્રી હતી? અથવા તો શું એવો કે તે તદન ગાંડી હતી? અહીં સાતની સંખ્યાનો શું એવો અર્થ થાય છે કે લુક આ સંખ્યા વિષે ખરી બાતમી મેળવીને એમ કહે છે? કે શું તેના એમ કહેવાનો એવો ભાવાર્થ જણાય છે

કે, માત્ર યહુદીઓની કહેવાની રીત પ્રમાણે કોઇને પુરી અને ભયંકર રીતે ભૂત વળગ્યું હોય ત્યારે એમ કહેતા?

ક. ૨, ૩. આ સ્ત્રીઓનાં નામ લુક કેમ ટાંકે છે એ વિષે તમે શું ધારો છો? શું એ માટે કે, તેમણે જે કર્યું તે ખાસ કરીને પ્રશંસાપાત્ર હતું અથવા તો ખાસ કરીને બીજાઓને એવીજ રીતે મદદરૂપ થવામાં ઉત્તેજન આપનારૂં હતું? અથવા તો શું તેઓ પાછળથી મંડળીના લોકોમાં આગળ પડતાં થયાં એ માટે? બીજી પણ ઉદાર સ્ત્રીઓનાં નામ લુક ટાંકે છે એ ધ્યાનમાં લેવું. પ્રે. કૃ. ૧૬; ૧૪, ૧૫: ૯; ૩૬.

ક. ૩. જાણવાજોગ બાઇઓનાં નામ આપ્યા ઉપરાંત લુક કહે છે કે, બીજી પણ બાઇઓ હતી, એ ખ્યાલમાં લો. ગાલીલની સ્ત્રીઓમાં એક મહા ભારે હીલચાલ થઈ રહી હોય એમ દેખાય છે. ઇસુના ધાર્મિક કામમાં આ બાઇઓએ પોતાની જાતના લોકોમાં મદદ કરી હોય એમ શું હોઈ શકે? ઇસુના સુવાર્તિક કામમાં આ બાઇઓએ જે મદદ કરી તે ખ્રીસ્તી ધર્મની સુવાર્તિક બાઇઓની અજબ હીલચાલની શરૂઆત હતી.

## વાવનારનું દૃષ્ટાંત. ૮; ૪-૧૮.

સત્યનો ગેરઉપયોગ કરવામાં કેટલું ભારે જોખમ રહેલું છે તેની ઇસુને બરાબર સમજ હોય એમ દેખાય છે. માણસને જે કંઇ નવો પ્રકાશ પ્રાપ્ત થાય છે તે પ્રમાણે તેની વર્તણુકની સર્વોત્તમ જરૂરીઆતના સંબંધમાં ઇસુનો જે વિચાર છે, તે આ દૃષ્ટાંત અને તેના પછીની આવતી વાતોથી દર્શાવાય છે.

શિષ્યોએ ઇસુને પુછેલું કે, તું દૃષ્ટાંતોમાં કેમ બોલે છે? માત્થી ૧૩; ૧૦. તે વિષે એમ દેખાય છે કે તે ઇસુની નવી રીતભાત હતી. આ વખતે આ નવી પદ્ધતિ ઇસુએ કેમ લીધી હતી? માર્ક ૪; ૧૦-૧૨; માત્થી ૧૩; ૧૦-૧૬; લુક ૮; ૯, ૧૦.

ઈસુ શા માટે દૃષ્ટાંતોમાં બોલતો હતો તે ઉપર તમારા મનમાં જે કંઇ સવાલ આવતો હોય તે લખો.

ક. ૮. જેને સાંભળવાને કાન છે તે સાંભળે, એ ઇસુનું કહેવું દૃષ્ટાંતોમાં બોલવામાં તેની મતલબ શી હતી તે વિષે શું દર્શાવે છે? તેની વાતો કેટલી બધી ઉંડી ને વ્યવહારિક છે એ વિષે તેની જે ગંભીર સમજ હતી તે બતાવવા શું એ શબ્દો વાપર્યાં હશે? વળી સુવાર્તા સાંભળી સાંભળીને તેમનાં મન એટલાં તો કઠણ થઇ ગયાં હતાં કે ઇસુની વાતોનો સાર તેમને સાદી રીતે કહેવો એ નકામું જતું હતું તેથી માણસો પોતેજ તેના કહેવાનો સાર વિચારી કાઢે એવું તેનું અતિ આતુર મન હતું. ત્યારે શું આ કારણને લીધે ઇસુએ ઉપરોક્ત શબ્દો વાપર્યાં હશે?

ક. ૧૦. દેવના સત્યના મર્મ જાણવાનું તમને આપેલું છે. આ વાત ધ્યાનમાં ઉતારો કે દેવના રાજ્યના મર્મો કંઇ એવા નથી કે જે સમજમાં ન ઉતરે પણ તે તો એવા છે કે ખાસ પ્રકટીકરણ સિવાય ન સમજાય. આથી કરીને દેવના આત્માની મદદ સિવાય માણસો તે સમજવાને વિચાર કરી શકતા નથી.

ક. ૧૪. જે કાંટામાં પડ્યાં તેઓ એક "સાદું જીવન" ગાળી શક્યાં નહિ. સાદું જીવન ગાળવું એટલે શું? માત્થી ૬; ૧૯-૩૪.

ક. ૧૧-૧૫. આ દૃષ્ટાંત પર જે કંઇ સવાલ તમારા મનમાં આવે તે લખો.

ક. ૧૬. કોઇ માણસ દીવો સળગાવીને તેને ખાટલા હેઠળ મુકતો નથી. દેવ બધાને તેના મર્મોનું સ્પષ્ટિકરણ કરતો નથી એવી કોઇના મનમાં લાગણી થતી અટકાવવાને માટે શું લુક દૃષ્ટાંતની પછી ઇસુની આ કહેવત ટાંકે છે?

ક. ૧૮. તમે કેવી રીતે સાંભળો છો તે વિષે સાવધાન રહો કેમકે જેની પાસે છે તેને અપાશે ઇત્યાદિ. ઇસુનું આમ કહેવું શું ગેરવ્યાજબી નથી લાગતું? તેના કહેવાનો શો ભાવાર્થ છે? જેની પાસે છે તે શું? માલમિલ્કત કે તેની પાસે જે છે તેનો સદુપયોગ કરવાનો સ્વભાવ? જેની પાસે નથી તેની પાસેથી શું લઈ લેવામાં આવશે?

**માનું તથા ભાઈઓનું આવવું.** ૮; ૧૯-૨૧. તેમના આવવાની મતલબ ઘણું કરીને શી હતી? બીજી સુવાર્તાઓમાં આપેલું આજ વૃત્તાંત આની સાથે સરખાવો. શું ત્યાં આપણે એવું અનુમાન કરવાનું છે કે ઈસુએ તેના કુટુંબને મળવાની ના પાડી? કે તેનાં સર્વ સગાંસ્નેહીઓમાં સૌથી નિકટનું સગું તેને મન એ હતું કે જે દેવની વાતો સાંભળે ને તેને પાળે એ વાત કહેવાને તેણે તે તક વાપરી?

કોઈ પણ માણસને પોતાનાં સગાં પ્રતિ જે પ્રેમની લાગણીઓ હોય તેના કરતાં ઇસુને તેના સગાં પ્રતિ એ લાગણીઓ શું ઓછી પ્રેમાળ હશે? કે શું તેનાં બીજાં ને ઉચ્ચ બંધનો એથી પણ વધારે મજબુત હતાં? આ જગ્યાએ વિદ્યાર્થીએ ઈસુનાં આ વચનોને યાદ કરવાં:—જો કોઇ મારી પાસે આવે, ને પોતાના બાપનો તથા માનો, તથા વહુનો તથા છોકરાંનો તથા ભાઈઓનો તથા બ્હેનોનો, હા, પોતાના જીવનો પણ દ્વેષ ન કરે તો તે મારો શિષ્ય થઈ શકતો નથી. લુક ૧૪; ૨૬.

**સરોવરમાં તોફાન. ૮; ૨૨-૨૫.**

ઈસુની શારીરિક સ્થિતિ આ વખતે કેવી હતી તે વિષે આ વાર્તામાં શું દર્શાવવામાં આવ્યું છે?

માર્ક ૪; ૩૬-૪૧ સાથે વાર્તાની તુલના કરો. માર્કમાં આ વાતનો કેટલો સુંદર ચિતાર આપવામાં આવ્યો છે તે જુઓ.

થોડી નવરાશ મેળવવામાં ઈસુને કેટલી મુશ્કેલી પડતી હતી!

**ગેરાસીનનો ભૂત વળગેલા માણસ. ૮; ૨૬-૩૯.**

નકશામાં ગેરાસીનીઓનો દેશ કયાં આવ્યો છે તે જુઓ. માર્ક ૫; ૧-૨૦ સાથે આ વાર્તાની તુલના કરો. આ વાત વિષે માર્ક અને લુકનાં વૃત્તાંતોનો મોટો તફાવત જુઓ અને માત્થીનો પણ જુઓ. આ ત્રણ વાર્તાઓમાં કઈ સૌથી વધારે આબેહુબ અને પુરેપુરી વર્ણવેલી છે?

એક જણનામાંથી ભૂતને કાઢવા વિષે લુકની સુવાર્તામાં જે ટાંચણ કરવામાં આવ્યું છે તેને હ્યાં યાદ કરો. આ ત્રણે વાર્તાઓને એક રાગે કરવી તે શું સર્વોત્તમ છે કે એમ માની લેવું કે જુદા જુદા લેખકોથી તે લખાઈ છે અને આપણી પાસે આવતાં આવતાં તેમાં કેટલોક ફેરફાર થયો છે?

ક. ૩૦. આ સવાલનો જવાબ કદાપિ કોઈ આપી શકશે નહિ, પણ ઈસુએ પેલા ભૂતને તેનું નામ કેમ પૂછ્યું એ વિષે તમે શું કંઈ વિચાર કરી શકો છો?

ક. ૩૫. તેઓ બીધા. શાથી બીધા? ઈસુ તેમની પાસેથી જતો રહે એમ ગાડરેનીઓએ કેમ ચાહ્યું?

ક. ૩૮. જે માણસ સાજો કરાયો હતો તેને ઈસુને અનુસરવાનું મન કેમ થયું?

ક. ૩૮, ૩૯. ઈસુએ પેલા ભૂત વળગેલા માણસને તેની સાથે કેમ આવવા દીધો નહિ? જ્યારે આ વાત જોઈએ છીએ કે ઈસુએ બીજાઓ કે જેમનામાંથી તેણે ભૂતો કાઢયાં હતાં તેમને તેની સાથે જવાને છુટ આપી ત્યારે આ વિચિત્ર દેખાય છે કે, આ માણસની માગણી જે ઘણી આતુર હતી તેને તેની સાથે જવા કેમ ન દીધો?

ક. ૧-૩. શું આ માણસને સરોવરની પેલી બાજુએ યહુદીઓમાં એકાંત લાગતું હશે? દેવના સામર્થ્ય સંબંધીની તેની સાક્ષીથી કઇ જગ્યાએ બહુજ ભલું થયું હોત—શું જે પ્રદેશમાં તે અતિશય ગાંડા તરીકે પંકાયો હતો ત્યાં કે સરોવરની બીજી બાજુએ?

ક. ૩૯. આ ભૂતથી મુક્ત થએલા માણસને તેના પર જે ચમત્કાર કરવામાં આવ્યો તે વિષે ઇસુએ લોકોને જણાવવાને કેમ આજ્ઞા કરી—અને પેલા સાજા કરાએલા કહોડિયાને ચુપ રહેવાને કહ્યું? અ. ૫; ૧૪. ભૂત વળગેલા માણસની સાક્ષીથી ઇસુના કામમાં નડતર આવે એવી ગડબડ લોકોમાં શું થાય એમ હતું?

## યાઐરસની દીકરીને ઉઠાડે છે. ૮; ૪૦-૪૨, ૪૯-૫૬.

કોઇ યહુદી અધિકારી ઇસુ પાસે મદદ માગવાને આવ્યો હોય એવી વાત લુકમાં શું આગળ આવી છે?

લોકોને ઇસુએ કેમ બહાર કાઢી મુકયા હશે? ઇસુ કુમારિકાને કંઇક ખાવાનું આપવાને હુકમ કરે એવું માબાપની માનસિક સ્થિતિમાં શું થયું કે જેથી તે વાત તેમને આવસ્યક જણાઇ?

## લુગડાંની કોરને અડકવું. ૮; ૪૩-૪૮.

ઇસુનાં લુગડાંની કોરને અડકવાથી હું સાજી થઇ જઇશ, એ આ બાઇમાં વિશ્વાસ કે વહેમ હતો? કે શું આ બન્ને?

આ બાઇના વિશ્વાસથી આ સુવાર્તામાં વર્ણવેલા બીજા કયા માણસના વિશ્વાસ વિષે વિચાર આવે છે?

ઇસુના આ બાબતમાં કંઇ પણ ધ્યાન સિવાય આ બાઇ સાજી થઇ, પણ એનામાંથી પરાક્રમ નીકળ્યું તેની એને ખબર પડી. આ પરથી જે પ્રશ્ન ઉપસ્થિત થાય છે તે આ છે કે, શું ચમત્કારો કરવાનું ઇસુનું કામ તેને શારીરિક રીતે નબળો કરતું હતું કે કેમ તે સવાલ પર, આ પરાક્રમ નીકળ્યું એ વાત કંઇ સૂચના આપે છે?

બિચારી બાઇ સાથે વાત કરવા ઇસુ થોભ્યો તે વારે પેલો અધિકારી કેટલો બધો અધીરો થઇ રહ્યો હશે!

## બારને મોકલે છે. ૯; ૧-૬.

ક. ૩. તમારી મુસાફરીને સારૂ કંઇ લેતા ના. આ હુકમ આપીને તેમના મનનો કેવો સ્વભાવ કેળવવા ઇસુ ઇચ્છતો હતો? શું આ હુકમ, પ્રેરિતો નમ્ર અને દેવ પર ભરોસો રાખનાર અને લોકો પ્રત્યે દયાળુ થાય તે ઇરાદાથી આપવામાં આવ્યો હતો? કે શું જે લોકોમાં પ્રેરિતો જવાના હતા તેઓને રાજ્યના કામમાં ભાગ લેવાને તથા તેઓને મળેલા ફાયદાઓને માટે આભાર

માનવાને લાગ મળે તેને માટે હતો? શું તમારા મનમાં આ હુકમ વિષે કંઈ બીજા ઈસુના ઇરાદા યાદ આવે છે?

ક. ૪. અને જે કોઇ ઘરમાં તમે જાઓ તેમાંજ રહો ને ત્યાંથીજ નીકળો. આવો હુકમ કેમ આપવામાં આવ્યો હશે? પૌરસ્ત્ય દેશના ધર્મોના સાધુઓ જેમ ઘેર ઘેર ભટકીને ભિક્ષા માગે છે, એ પ્રમાણે કરવાથી શિષ્યોને તસ્દી ને શ્રમ ઉગરે તેને માટે શું આ હુકમ હતો? કે તેઓ કોઈ ગામમાં રહે તેવામાં તેમના સુવાર્તિક કામને માટે તે એક મુખ્ય સ્થાન બની જાય અને બને તો તેઓ તે ગામથી જાય ત્યારે ધાર્મિક કાર્યોને માટે તે રોજીંદુ મુખ્ય સ્થાન થઈ રહે તેને માટે હતો? ફિલિપીમાં લુદીયાનું ઘર આવુંજ મુખ્ય સ્થાન જે રીતે બન્યું હતું તે રીત ત્યાં સરખાવી જુઓ. પ્રે. ૧૬; ૧૪, ૧૫: ૧૬; ૪૦.

ક. ૫. અને તે શહેરમાંથી તમે નીકળો ત્યારે જેટલાએ તમારો અંગીકાર કીધો ન હોય તેટલાની વિરૂદ્ધ સાક્ષી તરીકે તમારા પગની ધુળ ખંખેરી નાખજો. આમ કરવાથી સુવાર્તાનો નકાર કરનારાં ગામોના લોકો જેઓ આ રીત જુએ તેઓ પર શું કંઈ સારી અસર થાય?

## હેરોદનો ભય. ૯; ૭-૯.

હેરોદ અને તેના દરબારીઓને મન ઈસુનું કામ એક વાદવિવાદનો વિષય હતો. આ વાત આપણા પ્રભુએ જન-સમાજનાં મન પર સુવાર્તિક સેવા બજાવીને જે અસર પાડી હતી તેના સંબંધમાં શું દેખાડે છે?

## પાંચ હજારને જમાડ્યું. ૯; ૧૦-૧૭.

ક. ૧૦. માત્થી ૧૪; ૧૨, ૧૩ અને માર્ક ૬; ૩૧ પ્રમાણે સરોવરને પેલે પાર વિસામો લેવા જવાને ઇસુને કયાં કારણો હતાં?

પાંચ હજારને જમાડવા વિષે માત્થી ૧૪; ૧૩-૨૨, માર્ક ૬; ૩૦-૪૬ અને યોહાન ૬; ૧-૧૪નાં વૃત્તાંતો એકબીજા

સાથે સરખાવી જુઓ અને એક કે એ વધારાની વાતો સિવાય તેમાં જે એકતા રહેલી છે તે જુઓ.

ક. ૧૭. ટુકડા એકઠા કરવાને કેમ ઇસુએ હુકમ આપ્યો? શું પ્રેરિતોને કરકસર શિખવવા? કે બીજે દિવસે તેઓ ભુખ્યા થાય અને તેમને આ છાંડેલી રોટલીની ઘણી જરૂર પડે તે માટે? કે શું ગુમાની થઇને પ્રભુ પર મદદને માટે તેઓ આધાર ન રાખે માટે ચેતવણી આપવા?

પત્થરને કહે કે તે રોટલી થઈ જાય એવું રાનમાં તેનું જે પરીક્ષણ કરવામાં આવ્યું હતું તે તેણે ન માન્યું અને હ્યાં પણ ઘણું કરીને તે એમજ કરે છે. ત્યારે આ પ્રસંગના સંજોગોમાં એવું શું હતું કે ઈસુને તેમ કરવું વાજબી જણાયું અને પ્રથમ વાતના સંજોગોમાં એવું શું હતું કે ઈસુને તેમ ન કરવું વાજબી લાગ્યું?

## પીતરની કબૂલાત. ૯; ૧૮—૨૭.

આપણા પ્રભુની જનસેવામાં એવી કઈ નવીન વાતોથી લગભગ બધા લોકોના મનમાં એવું આવ્યું કે એ ખ્રીસ્ત નથી? યોહાન બાપ્તિસ્મીના સંદેહની અહીં સરખામણી કરવી. (૭; ૧૮, ૧૯).

ક. ૨૧, ૨૨. પીતરની કબૂલાત પછી તરતજ ઈસુએ તેના આવનાર મરણની વાત કેમ કહી તે વિષે તમે શું ધારો છો? શિષ્યોના મનમાં કયા વિચારો હતા કે જે ઈસુએ દબાવી દેવા ઇચ્છયું? તે કોણ છે તે વિષે લોકો શું કહે છે એવો પ્રશ્ન ઈસુએ શિષ્યોને કેમ પૂછ્યો? શું લોકોમાં જે માનસિક ધમાલ જામી રહી હતી તે જો તેમને જુસ્સાભેર દર્શાવે તો શિષ્યો લોકોના ઈરાદા સામે એક નિર્ણયથી હિમ્મતભેર ઉભા રહે તેને માટે શું?

પીતરની કબૂલાતથી ઇસુ મહા સંતુષ્ટ થયો હોય એ શું સંભવિત છે?

ક. ૨૪. કેમકે જે કોઇ પોતાનો જીવ બચાવવા ચાહે છે તે તેને ખોશે. તમે આ કલમનો અર્થ બરોબર સમજો છો એ બતાવવા તેને ચાલુ ગુજરાતીમાં ચોકખી રીતે સમજાવો.

ક. ૨૭. અહિં જે ઉભા છે તેઓમાંના કેટલાક એવા છે કે જેઓ દેવનું રાજ્ય જોશે ત્યાં સુધી મરણ પામશેજ નહિ. કેટલાક જેઓ તેની રૂબરૂમાં ઉભા હતા, જેઓ યહુદી મંદિર અને તેમનું ધર્માધિકારીપણું નાશ થએલું જોવા સુધી અને ઇસુને આખા રૂમી રાજ્યના લોકોનાં અંતઃકરણની સેવાભક્તિમાં બિરાજમાન થએલો જોવા સુધી જીવતા હતા તેઓ શું આ ૨૭મી કલમની ભવિષ્યવાણીની પરિપૂર્ણતાને માટે હતા?

## રૂપાંતર ૯; ૨૮—૩૬.

માત્થી ૧૭; ૧-૮ અને માર્ક ૯; ૨-૮ માં જે આ એકજ વૃત્તાંત ટાંકવામાં આવ્યું છે તે વિદ્યાર્થીએ વાંચવું આવશ્યક છે. આ એકજ વૃત્તાંત જો તે વાંચે તો પાઠ પર જે જે સવાલો તેના મનમાં એની મેળે આવે તેમનો તે જવાબ આપી શકે.

ક. ૨૮. તેણે પોતાની સાથે પીતર, યાકુબ અને યોહાનને લીધા. એવા એમનામાં શા ગુણ હતા કે જેથી તેઓ આવા મોટા લાભને માટે પસંદ કરાયા? આજ સુવાર્તામાં આગળ તેમને એક ખાસ લાભને માટે શું પસંદ કરવામાં આવ્યા હતા? પીતર અને તેની સાથે જેઓ હતા તેઓ ઉંઘે ઘેરાયલા હતા આ વાત, તેઓ પહાડ પર કેટલા વખત સુધી રહ્યા તે વિષે શું દર્શાવે છે?

ઇસુ અને તેના શિષ્યોના વિશ્વાસ અને હેતુને જેથી વધારે ઉત્તેજન મળે એવું તે વખતના સંજોગોમાં શું હતું?

ક. ૩૧. તેઓ તેના મરણ સંબંધી બોલતા હતા. આપણને કહેવામાં આવે છે કે આની થોડી વાર અગાઉ આપણા પ્રભુના યરૂશાલેમ જઇને મરણ ભોગવવા સંબંધી પીતર ઘણી નાખુશી દર્શાવીને બોલ્યો હતો (માર્ક ૮; ૩૧-૩૩). ઇસુના મરણ સંબંધી મુસા

અને એલીયાહ કેવો વિચાર ધરાવતા હતા? મુસા અને ભવિષ્યવાદીઓ વિષે જો કોઈ વધારે અભ્યાસ કરે તો, મસીહ જ્યારે આવે ત્યારે કેવા પ્રકારનું રાજ્ય તે સ્થાપન કરે એ વિષે તે સ્વાભાવિક રીતે શું ધારે? ત્યારે મુસા અને એલીયાહને ઇસુ સાથે તેના મરણ સંબંધી વાતો કરતાં સાંભળવાથી કેવી હૅંસ આવતી મટી જાય?

ક. ૩૩. ત્રણ માંડવા બાંધવા વિષે પીતરના પૂછી જોવામાં એવું શું હતું કે જેથી લુકને એમ ખાતરી થાય છે કે જે તે બોલતો હતો તેની તેને માલમ ન હતી?

પીતરને તેના ત્રણ માંડવા બાંધવા વિષે પૂછી જોવાનો શું કંઈ જવાબ મળ્યો? આ મારો વ્હાલો દીકરો છે, તેનું સાંભળો, આ આકાશવાણીનો શું આ અર્થ હતો કે, તમારે ભવિષ્ય-વાદીઓને રોકી રાખવા નહિ—તેઓ જેને બતાવે છે તે તમારી સાથે રહે છે અને તે, ભવિષ્યવાદીઓ જે સત્ય વાતની તમને સમજણ પાડવા કોશિશ કરે છે તેમના કરતાં તો અધિક છે?

"આ મારો વહાલો દીકરો છે" આ બીજી ભવિષ્યવાણી આગળ કયા પ્રસંગે સાંભળવામાં આવી હતી?

"તેનું સાંભળો." આ હુકમને સામાન્ય હુકમ સમજવો કે શિષ્યાની ઇચ્છાઓ અને આશાઓને વિરૂદ્ધ ઇસુની તે વખતની જે શિખામણો હતી તે સમજવી?

ક. ૩૬. "તેઓએ કોઇને કહ્યું નહિ." કેમ?

### ફેફરાવાળું છોકરૂં. ૯; ૩૭-૪૩.

"ઓ અવિશ્વાસી તથા આડી પેઢી, હું કયાં સુધી તમારી સાથે રહીને તમારૂં સહન કરીશ" કોની સાથે ઇસુ નારાજ થયો હતો? શું શિષ્યો કે બાપ કે ફરોશીઓ સાથે?

માત્થી ૧૭; ૧૪-૨૧ અને માર્ક ૯; ૧૪-૨૯ માં જે આ વાર્તા આવે છે તેમાં કેવું આબેહુબપણું અને રસ ઉમે-રવામાં આવ્યાં છે?

## આવનાર દુઃખ. ૯; ૪૪, ૪૫.

પણ એ વાત તેઓ સમજ્યા નહિ, તેનાં આવનાર દુઃખની અગમ વાત કહેવાને કેમ ઇસુ આ ખાસ વખત પસંદ કરે છે? શિષ્યો સમજણની બાબતમાં કેમ એટલા બધા મંદ હતા?

## શિષ્યોની તૃષ્ણા. ૯; ૪૬-૪૮.

શિષ્યોની તૃષ્ણામાં શું ખોટું સમાએલું હતું? આ ઠેકાણે કે પછી કોઇ બીજે ઠેકાણે ઇસુ તૃષ્ણાને ઉત્તેજન આપતો નથી તે જુઓ લુક ૨૨; ૨૯, ૩૦.

ઇસુનો આમ કહેવામાં શો ભાવાર્થ સમાએલો છે—જે તમારામાં નાનો છે તેજ મોટો છે? શી બાબતમાં નાનો?

અસહનશીળતાને માટે શિષ્યો ઠપકો ખાય છે, ૯; ૪૯, ૫૦. જે તમારી વિરૂદ્ધ નથી તે તમારા પક્ષનો છે. સમાન દૃષ્ટિ તે ખરેખર નુકસાનકારક નથી પણ મદદકર્તા છે, એવો શું ઇસુના કહેવાનો અર્થ છે? કે શું "મારા નામમાં ભલું કરવાને જે માણસ પહેલ કરે છે તે જ્યાં સુધી આપણી વિરૂદ્ધ થતો નથી ત્યાં સુધી આપણી બાજુમાં ગણાવો જોઇએ," એવો તેનો ભાવાર્થ છે? થોડી વાર પછી વિદ્યાર્થીને એ જોઇને રમુજ પડશે કે એક જુદા સંબંધમાં ઇસુ એવી વાત બોલે છે કે જે આથી ઉલટી દેખાય છે.

## આદરભાવ રહિત સમારીઓનું ગામ. ૯; ૫૧-૫૬.

ઇસુ યરૂશાલેમ જતો હતો તે કારણથી તેને આદરભાવ નહિ આપવા એવું સમારીઓએ કેમ કારણ બતાવ્યું? યોહા. ૪; ૯ સાથે સરખાવી જુઓ.

ઇસુને ચમત્કારો કરવાની જે શક્તિ હતી તેમાં આ શિષ્યોનો વિશ્વાસ ઘણો હોય એમ દેખાતું હતું પરંતુ એમ હોવા છતાં તેઓ ખ્રીસ્તી ધર્મના ખરા ભાવ વગરના હતા એ વાત

ધ્યાનમાં લો. ૧ કરીં. ૧૩ મા અધ્યાયમાં પાઉલની કઇ કહેણીની સમજુતીરૂપે આ બીના છે? આજ સમારીઓ વિષે આગળ જતાં પ્રે. કૃ. ૮ ; ૧૪-૧૭ માં યોહાન જુદી ધારણા બાંધે છે.

## તુરંગી આસ્થાવાન માણસ. ૯; ૫૭, ૫૮.

આ માણસે ઇસુને તેની પાછળ ચાલવાને પૂછી જોયું ત્યારે ઈસુએ તેને નાહિમ્મતભર્યો પ્રત્યુત્તર આપ્યો; આ ઉત્તર પરથી જોતાં તે કેવા પ્રકારનો માણસ હશે એ વિષે તમે કેવો ચુકાદો આપશો?

## ઘરબારી માણસ. ૯; ૫૯, ૬૦.

મારા બાપને દાટવાની રજા આપ. આ માણસનો બાપ ઘરમાં મરેલો પડ્યો હશે કે તે માત્ર એક બહાનું કાઢે છે?

## છેલ્લી સલામ કરી આવવાની રજા આપ. ૯; ૬૧, ૬૨.

દેખીતી રીતે આપણા પ્રભુના કઠોર પ્રત્યુત્તર પરથી જોઇએ તો જ્યારે આ માણસે કહ્યું કે મને જઇને છેલ્લી સલામ કરી આવવાની રજા આપ, ત્યારે તેના મનની ખરી સ્થિતિ કેવી હશે?

## સિત્તેરનું સુવાર્તિક કામ કરવા જવું. ૧૦; ૧-૧૬.

રાજ્યની પ્રગતિમાં આ વળી ઇસુનો નવો માર્ગ જુઓ. લોકોની ધર્મ સંબંધી જાગૃતિ એટલી તો મોટી થઇ છે અને તેમની ધર્મની આસ્થા એટલી તો ફેલાઈ જાય એવી થઇ છે કે તે સાધારણ માણસોને પણ કામદાર થવાનું કહી શકે છે.

સુવાર્તિક ઉપદેશકો તરીકે શું આ માણસો નિરંતર ઇસુને વળગી રહ્યા કે શું જેમ તેમને તેમનાં ખેતરો, દુકાનો, અથવા માછલાં પકડવાની હોડીઓ છોડી દેવાનું શકય જણાયું તેમ એક કે બે દિવસને માટે ગયા?

## ઇસુએ તેમને બબ્બેની જોડીમાં કેમ મોકલ્યા?

જુઓ આ સાધારણ મગજના અને બીનકેળવાએલા કામદારો એવાં દરેક શહેર અને ગામો કે જ્યાં તે પોતે વખતે જઈ ચઢે ત્યાં ઉપદેશ કરવા જવાના હતા. આથી એવો સંભવ હતો કે જો તેઓ કોઈ ઝનુની વાદવિવાદમાં ઉતરી જાય તો તે તેમનું કહ્યું કથ્યું સુધારી શકે. લોકોને કહેવાની તેમની વાત ઘણું કરીને શી હતી? શું તેઓ બોધ દેવાને કોશિશ કરે ખરા કે? કે શું તેમની વાતો મુખ્યત્વે કરીને ઈસુ સંબંધી નાની નાની કથનીઓ કહેવાની હતી?

સુવાર્તાની વાતો જેમ હાલમાં સુંદર અને ચાલાકીભર્યાં રૂપમાં દેખાય છે, તેવા રૂપમાં તેમને કહેવાને શું આ માણસોએ પ્રયાસ કર્યો હશે?

ક. ૨. ફસલ પુષ્કળ છે પણ મજુરો થોડા છે, માટે તમે ફસલના ધણીની પ્રાર્થના કરો કે તે પોતાની ફસલને સારૂ મજુરો મોકલે.

આજના જમાનાના માણસો સ્વાભાવિક રીતે એવો વિચાર કરે કે, ઈસુ આમ બોલ્યો હોત તો ઠીક, કે મજુરો થોડા છે, માટે જાઓ અને માણસોની ભરતીને માટે એક મહાન પ્રયાસ કરો. મજુરો મેળવવાને માટે ઇસુએ પ્રાર્થનાને કેમ આગળ ધરી? ઈસુએ પ્રાર્થના ઉપર ભાર મુક્યો હતો તે કારણથી આ સિત્તેર જણાએ કામદારો ઉભા કરવાનો પ્રયાસ બંધ કર્યો એમ તમે ધારો છો શું?

ક. ૪. માર્ગે કોઇને સલામ કરતા ના. આવો બોધ તેમને કેમ આપવામાં આવ્યો? આ કલમને હાલના દિવસોમાં કેવી રીતે લાગુ પાડી શકાય? વટેમાર્ગુને ઇસુએ પણ સલામ નહિ કરી હોય એમ શું તમે ધારો છો? માત્થી ૫ ; ૪૭ સાથે સરખાવો "અને જો તમે કેવળ તમારા ભાઇઓને સલામ કરો છો તો તમે વિશેષ શું કરો છો?" હવે આ જગ્યાએ કેવળ મિત્રોનેજ નહિ પણ દુશ્મનોને પણ સલામ કરવી એ ખ્રીસ્તીનું કર્તવ્ય છે એમ ફરજ પાડતાં ઈસુ બોલે છે.

પ્ર. ૬. અને જો કોઇ શાંતિનો પુત્ર ત્યાં હશે તો તમારી શાંતિ તેના પર રહેશે, પણ જો તે નહિ હશે તો તે તમારી પાસે પાછી વળશે. "શાંતિનો પુત્ર" એવું ઇસુ કહે છે એનો શો અર્થ?

પ્ર. ૧૨. સદોમના હાલ સહેલ થશે. સદોમના શા હાલ થયા હતા? ઉત્પ. ૧૯; ૨૩–૨૮. કેમ ત્યારે તેના હાલ સહેલ થશે? લુક ૧૨; ૪૭, ૪૮ સાથે સરખાવો.

સિત્તેરનું સુવાર્તિક કામ પર જવું એ પર જે કંઇ સવાલ તમારા મનમાં આવે તે લખો.

## સિત્તેરનું સુવાર્તિક કામ પરથી પાછું આવવું ૧૦; ૧૭–૨૦.

પ્ર. ૧૮. મેં શેતાનને વિજળીની પેઠે આકાશથી પડેલો જોયો. તેના શિષ્યોને આ પ્રમાણે કહેવામાં ઇસુની શી મતલબ હતી? શું તેમને એમ જણાવવા કે મારા વિશ્વાસદ્વારે તમારા કામની બધી ફતેહો મને આગળથી માલમ છે?

પ્ર. ૧૯. જુઓ સર્પો તથા વિંછુઓ પર પગ મુકવાનો અધિકાર મેં તમને આપ્યો છે, ઇત્યાદિ. આ શબ્દોને અલંકારરૂપી કે દરેક શબ્દના ખરા અર્થ પ્રમાણે ધ્યાનમાં લેવાના છે? એ વાકયનો શો અર્થ થાય છે?

પ્ર. ૨૦. તમારાં નામ આકાશમાં લખેલાં છે તેને લીધે હરખાઓ. "આકાશમાં લખેલાં" એમ બોલવામાં ઇસુનો શો ભાવાર્થ છે? શું કોઈ ચોપડીમાં લખેલાં કે દેવના મનમાં લખેલાં? ભુતો તાબે થયા છે એ કારણને માટે હરખાવું એ વધારે ઠીક છે એમ ઇસુએ કેમ કહ્યું હશે એ વિષે તમારી શી ધારણા છે? આવો તો ઇસુના કહેવાનો અર્થ નહિજ હતો કે, ભલું કરવાની શક્તિની કિમ્મત કરતાં સુખના દેશમાં જવાની ખાતરીની કિમ્મત વધારે કરવી જોઇએ.

## ઇસુ હરખાય છે. ૧૦; ૨૧–૨૪.

પ્ર. ૨૧. હું તારી સ્તુતિ કરૂં છું કે, જ્ઞાનીઓથી તથા બુદ્ધિવાનોથી એ વાત તેં ગુપ્ત રાખી ને સાદા મગજવાળાને પ્રગટ કીધી છે.

(મોફેટના તરજુમા પ્રમાણે). દેવની યોજનામાં આવી ગોઠવણ કરવામાં આવી છે એથી ઇસુ કેમ આસ્થાપૂર્વક ખુશી થયો? શું આ ગોઠવણથી દેવના દર્શન અને તેનું આવવું તે ઘણુંજ જલદી બને, એટલા માટે?

ક. ૨૨. બાપ કોણ છે એ દીકરા વિના બીજો કોઈ જાણતો નથી. દેવના પિતૃત્વ વિષે ઘણી વાર આગળ કહેવામાં આવ્યું છે. આનો શો અર્થ છે?

## ભલો સમરૂની. ૧૦; ૨૫-૩૭.

ભલા સમરૂનીની તથા ઇસુએ લીધેલી મારથા તથા મરિયમની મુલાકાતની વાત વાંચો. કલમ ૩૮-૪૨, અને જુઓ, આ વાર્તાઓ બે પ્રકારના ધાર્મિક જીવન પર ભાર મુકે છે, અને આ બે જીવનો લોકોના સામાન્ય વિચારમાં એક બીજાથી વિરૂદ્ધ દેખાય છે હાલના જમાનાના માણસને કઈ વાત માન્ય છે? જો બીજી વાર્તાનો સાર ભુલી જવાય તો શું પહેલી વાર્તાનો સાર બરાબર અમલમાં લવાય કે કેમ?

ક. ૩૧. બીજી બાજુએ થઈને જનાર વટેમાર્ગુ તરીકે ઇસુ એક યાજક અને લેવીને કેમ પસંદ કરે છે?

ક. ૩૩. માયા મમતાનું કામ કરવાને માટે ઇસુ એક સમરૂનીને કેમ પસંદ કરે છે? શું કોઇ વકીલ પણ એમ સાબિત કરી શકત કે પેલો સમરૂની તેનો પડોશી હતો?

જુઓ પુછનાર માણસને ઇસુ સીધો જવાબ દેતો નથી. મારો પડોશી કોણ છે એવા તેના સવાલને તે સોનેરી નિયમ લગાડીને પછી કહે છે કે, જો તમે ભારે દુઃખસંકટમાં હો તો કેવાને તમે તમારા પડોશી તરીકે પસંદ કરો?

## મરિયમ અને મારથાની મુલાકાત. ૧૦; ૩૮—૪૨.

ઘરનાં કામો કરવાં રહેવા દેવાની આદત મરિયમને શું પડી હતી?

મરિયમે તેણીની બહેનને કેમ મદદ ન કરી? શું, કામ કરવા પ્રતિ લક્ષ આપવાનું તેને પસંદ હતું એ માટે કે તેણી એમ સમજી કે મારી જીંદગીની આ ભારેમાં ભારે કામ કરવાની તક છે અને મારે તે સત્વર પકડવી જોઇએ, અને મારી બહેનને તેણીના કામમાં મદદરૂપ થવાનું તો પછી જારીજ રહેશે એમ સમજીને?

આ બન્ને બહેનોમાંથી કોણે ઇસુને વધારે આદરમાન આપ્યું?

ક. ૪૨. "એક વાતની અગત્ય છે, તે કઈ વાત?

ક. ૩૮–૪૨. આ વાર્તા ટુંકમાં એવી રીતે લખો કે જેથી જણાય કે તમે તે સમજો છો.

## પ્રભુની પ્રાર્થના. ૧૧; ૧—૪.

માત્થીના આ પ્રાર્થનાના લખાણમાં એવી કઈ માગણીઓ છે કે જે લુકમાં પડતી મૂકવામાં આવી છે? (માત્થી ૬; ૫—૧૫).

જ્યારે શિષ્યે પુછ્યું કે પ્રભુ, અમને પ્રાર્થના કરતાં શિખવ ત્યારે શું તેના એમ પુછવામાં એવો ભાવાર્થ હતો કે, અમને પ્રાર્થનાનું એક રૂપ શિખવ?

એક માગણી કે જેની શરત દર્શાવવામાં આવી છે, એટલે કે "જેમ અમે માફ કરીએ છીએ તેમ તું માફ કર," તેના કરતાં પ્રભુની પ્રાર્થનાના જુદા જુદા ભાગના જવાબો બીજી શરતોની પરિપૂર્ણતા પર શું ઓછો આધાર રાખે છે? ત્યારે આ એક શરત દર્શાવવામાં કેમ આવી છે અને બીજીઓને ભાવાર્થમાં કેમ મૂકી છે?

"અમને પરીક્ષણમાં ન લાવ," આમ પ્રાર્થના કરવાનું કહેવામાં ઇસુનો શો ભાવાર્થ છે? યાકુબના પત્રના ૧; ૨, ૭, ૧૨—૧૬ સાથે સરખાવો. આ જગ્યામાં એમ કહ્યું છે કે,

જ્યારે તમે તરેહ તરેહની પરીક્ષામાં પડો ત્યારે તે પુરો આનંદ ગણો. એજ પ્રમાણે માર્ક ૧ ; ૧૨ જુઓ. અહિં એમ કહે છે કે પવિત્ર આત્મા, શેતાનથી ઇસુનું પરીક્ષણ થાય માટે તેને રાનમાં લઇ જાય છે.

માણસ પરીક્ષણમાં ન પડે માટે તે જે પ્રાર્થના કરે છે તેમાં તેણે કઇ કઇ શરતો પૂરી કરવી જોઇએ? આ વાત ધ્યાનમાં લો કે, પ્રાર્થનામાં એવું નથી કે, મને પરીક્ષણમાં ન લાવ, પરંતુ અમને પરીક્ષણમાં ન લાવ એ ઉપરથી કંઇ ખાસ અર્થ દેખાડવામાં આવે છે.

પ્રભુની પ્રાર્થના પર સવાલો લખી લાવો.

## મધરાતનો મિત્ર. ૧૧ ; ૫-૧૩.

તંગીમાં આવી પડેલા મિત્રના દૃષ્ટાંતમાં, તે માણસને કેમ મધરાત્રે આવતો દેખાડવામાં આવે છે? મધરાતને બદલે બપોરથી શું એ વાત સારી રીતે સમજાવી ન શકાત? અંદરના માણસ પાસે એમ કેમ કહેવડાવે છે કે, છોકરાં મારી સાથે ખાટલામાં સુઇ ગયાં છે?

દૃષ્ટાંતમાં એવું શું કારણ દેખાય છે કે જેથી પેલા માણસને આખરે ઉઠવું પડે છે, અને માગનારને ઉંડીની રોટલી આપવી પડે છે? પોતાનાં છોકરાંની પ્રાર્થના આજ પ્રમાણે સંભળાય એવો શું ઇસુનો હેતુ હતો એમ આપણે એ પરથી સમજીશું?

ક. ૧૧. "અને તમારામાં જે કોઇ બાપ છે." દુનીઆઇ માબાપ પોતાનાં છોકરાંને સારાં વાનાં આપવાને રાજી હોય છે એ વાત પરથી દેવ બાપ પણ પ્રાર્થનાનો જવાબ આપશે એમ વિશ્વાસ બેસાડતાં આપણે જોઇએ છીએ કે, ઇસુ પાપથી કલંકિત મનુષ્યના હૃદયમાં દેવને પ્રગટ થએલો ભાળે છે.

## ભુંડા આત્માઓને કાઢે છે. ૧૧; ૧૪-૨૩.

માત્થી ૧૨; ૨૨–૩૭માં જે આજ વૃત્તાંત છે તેની સાથે સરખાવો.

ક. ૨૦. લોકસમાજમાં દેવના રાજ્યના આવવા સંબંધી ઇસુ એક મોટી સાબિતી તરીકે શું સૂચવે છે?

ક. ૨૧. "બળવાન માણુસ હથિયારબંધ થઇને." બળવાન માણુસ એટલે શું? કલમ ૨૨ "તેના કરતાં બળવાન" એ કોણુ?

ક. ૨૩. "જે મારા પક્ષનો નથી તે મારી વિરૂદ્ધ છે? ભલા ને ભુંડાનાં સૈન્યો વચ્ચે જે મહા ભારે લડાઇ ચાલતી ઇસુ જુએ છે તે લક્ષમાં લો. આવા સંજોગોમાં તે કહે છે કે, કોઇ પક્ષના ન થવું એ અશકય છે, ૯; ૪૯, ૫૦ સાથે સરખાવો. આ જગ્યાએ વળી બીલકુલ વિરૂદ્ધજ કહેવામાં આવે છે. આ જુદા જુદા સંજોગો આ વિરૂદ્ધતા કેવી રીતે સમજાવે છે?

## અશુદ્ધ આત્માનું દૃષ્ટાંત. ૧૧; ૨૪–૨૬.

ઇસુના આવ્યા પહેલાં કયા મહાન માણુસે ઘણાનાં મનોમાંથી ભૂત કાઢયાં હતાં? તેના કામનાં ફળ કેમ સદા રહ્યાં નહિ?

નિર્જળ જગ્યાઓમાં અશુદ્ધ આત્માઓ રહે છે એમ ઇસુ માને છે તથા લોકોને શિખવે છે, એમ શું આપણે અનુમાન કરવાનું છે?

જ્યારે અશુદ્ધ આત્મા પાછો વળ્યો ત્યારે તેણે ઘરને કેવી સ્થિતિમાં જોયું હોવું જોઇએ?

અશુદ્ધાત્મા તેના જુના રહેઠાણુમાં પેઠો તો પેઠો પણ તેના કરતાં પણ વધારે ભુંડા એવા બીજા સાત આત્માને લેતો પેઠો. આથી મનુષ્યના અનુભવની કઇ સામાન્ય વાત બહાર પડી આવે છે?

આ દૃષ્ટાંતનું હાલનું લાગુકરણ કેવું છે?

## એક સ્ત્રીનો પોકાર. ૧૧; ૨૭, ૨૮.

આગળ આ સુવાર્તામાં ઇસુએ આના જેવો જવાબ આપ્યો હતો, તે કેવો હતો?

નિશાણીઓની માગણીને માટે ધમકાવે છે. ૧૧; ૨૯-૩૨. નિશાણીઓની સરખામણીનો પ્રતાપ જોવા માટે જુના કરારમાં જુઓ. ૧ રા. ૧૦; ૧-૧૦. યૂના ૩; ૧-૧૦.

ક. ૨૯. યૂના ભવિષ્યવાદીની શી નિશાણી હતી? તે શું તેના ઉપદેશની ભવિષ્યવાણી કહેવાની શક્તિ અને જે આતુરતાથી તે ઉપદેશ કરતો હતો તે હતી, કે શું ત્રણ દિવસ અને ત્રણ રાત તે માછલીના પેટમાં રહ્યો એ વાત નિશાણી તરીકે હતી? આ સવાલનો જવાબ પહેલીજ નજરે મનમાં આવે એવો ચોકખો નથી.

જે પેઢીમાં ઇસુ રહેતો હતો તે નિશાણી શોધે એ તેમને કેમ ખોટું હતું? ખાતરીને માટે એવી માગણી કરે એમાં જરૂર કંઇ ખોટું નથી. હુંજ મસીહ છું, એમ માનવાને જ્યારે તેણે તેમને કહ્યું ત્યારે તેમાં તેણે તેમને એક મોટી વાત પર વિશ્વાસ કરવાનું કહ્યું હતું, ત્યારે શા માટે તેઓ નિશાણી ન માગે?

## આંતરિક દીવો. ૧૧; ૩૩-૩૬.

ક. ૩૪. આંખની રચના અને તેનાં કામો વિષે ચાલતા જમાનાના જે વિચારો છે, તે વિચારો ઇસુના અહિં વાપરેલા અલંકારને લાગુ પાડવા જોઇએ નહિ. ઇસુના શ્રોતાજનો આ વિચારથી તદન અજાણ હતા. તેઓ એટલું જાણતા હતા કે આંખની સ્થિતિના પ્રમાણમાં તેઓ અજવાળું મેળવી શકે છે. નિર્મળ આંખવાળા હોવું એટલે શું? માત્થી ૫; ૩-૧૨ ના ધન્યવાદોમાંનો કયો ધન્યવાદ આ વાતનું સ્પષ્ટિકરણ કરશે?

## ફરોશીનું નહોતરૂં અને ખાણા વખતે કહેલી ચોખ્ખી વાત. ૧૧; ૩૭-૪૧.

લુકમાં આગળ બીજો કયો ઇસુને ફરોશીના ઘરમાં થએલો અનુભવ આપવામાં આવ્યો છે?

જમણ પહેલાં સ્વચ્છતાના જે રીતરિવાજો કરવા જોઈતા હતા તે ઇસુએ ન પાળ્યા, આ પરથી શું આપણે એમ સમજવાનું છે કે, ઇસુ એવી વાતો ગણકારતો નહોતો? આ પ્રસંગે ઇસુ ધાર્મિક રિવાજ મુજબ કેમ વર્ત્યો નહિ? ફરોશીઓ નીતિ સંબંધીની સાધારણ સ્વચ્છતા કરતાં આવી બાબત પર એટલો બધો તો ભાર મૂકતા હતા કે જેથી તેને એમ લાગ્યું કે આ લોકો આવી બાબતોને ન્યાયીપણાને ઠેકાણે ગણે છે તેને તે પ્રસંગે એવી રીતો પાળતાં આચકો લાગતો હતો ત્યારે શું ધાર્મિક રિવાજ મુજબ ઇસુ ન વર્ત્યો તેનું આ કારણ હતું?

ફરોશીના ઘરમાં આપણા પ્રભુના શિક્ષણનું તાત્પર્ય શું હતું, તે તમારા પોતાના શબ્દોમાં કહો.

## ફરોશીઓનો ખુલ્લો અણબનાવ. ૧૧; ૪૨-૫૪.

એમાં જે ઐતિહાસિક બનાવો આવે છે તે ખોળી કહાડો.

જ્ઞાનની ચાવી વકીલો કેવી રીતે લઇ ગયા હતા? શું અનાવશ્યક વાતો પર ભાર મૂકવાથી કે દેવની સાદી માગણીઓને મહા ભારે, અટપટી અને સાધારણ લોકોથી ન સમજાય તેવી કરવાથી?

"સઘળા ભવિષ્યવાદીઓના વહેવડાવેલા લોહીનો બદલો આ પેઢીના લોક પાસેથી લેવામાં આવશે" આ પ્રમાણે ઇસુના કહેવાનો શો ભાવાર્થ છે?

અસલના ભવિષ્યવાદીઓથી વિરૂદ્ધ વર્તન, જે પેઢીમાં ઇસુ હતો તેના લોકોએ કેવી રીતે કર્યું હતું?

## હિમ્મત!! ૧૨; ૧-૧૨.

આ કલમો તથા તે પછી આવનાર કલમ ૩૪મી સુધીના બે ભાગો વાંચી જાઓ, અને કઇ એકજ વાત આખા ભાગમાં આવે છે તે જુઓ. આ વખતે ઈસુની જીંદગીની સ્થિતિ એવી હતી કે જેથી આ પ્રકારનો બોધ ખાસ કરીને યોગ્યજ થયો.

આગળના કોઈ એવા દાખલા આપી શકશો કે જેમાં ઇસુની ખાસ લડાઈઓ તેના બોધની સાથે સંબંધ ધરાવતી હોય?

ક. ૧. ઢોંગને ઇસુ ખમીર કેમ કહેતો હતો? તેણે સાદી રીતે આમજ કેમ ન કહ્યું કે, ફરોશીઓ તથા સાદુકીઓના ઢોંગથી સાવધાન રહો? શું તેની સમજ એવી હતી કે તેમનો ઢોંગ, જંતુથી ઉત્પન્ન થએલો રોગ જે માણુસ પર હલ્લો કરી તેને ફસાવે એવો હતો તે માટે?

ઈસુની લોકોમાં અધિક અપ્રિયતા હતી એ વાત ધ્યાનમાં લઇને કહીએ તો કયા એક અમુક ઢોંગ તરફ શિષ્યોનું વલણ વળે એમ હતું?

ક. ૧-૩. આ જગ્યાએ ઈસુ ઢોંગને વિરૂદ્ધ કયો વાંધો ઉઠાવે છે?

ક. ૪. "મારા મિત્રો હું તમને કહું છું." જુઓ કેવી ભાઈપણાની રૂએ તે તેમને બોલાવે છે! બહારની દુશ્મનાવટે કરીને તે પોતાના શિષ્યો સાથે ધાડો સંબંધ રાખે છે.

ક. ૫. "મારી નાખ્યા પછી નરકમાં નાખી દેવાનો જેને અધિકાર છે તેનાથી બીહો." આ અધિકારવાળો ઈસુ કોને કહે છે? પરમેશ્વર કે શેતાનને?

ક. ૧૦. માણુસના દીકરા વિરૂદ્ધ અને પવિત્ર આત્મા વિરૂદ્ધ કરેલાં પાપો વચ્ચે ઈસુ તફાવત કાઢે છે. માણુસના દીકરા વિરૂદ્ધ કરેલું પાપ પવિત્ર આત્મા વિરૂદ્ધ નહિ કરેલું કયારે કહેવાય? જો કોઇ સારા માણુસને સુવાર્તા પ્રગટ કરવામાં આવે પણ ઉપદેશકની નાલાયક વર્તણુક જોઇને તે પોતાની સુબુદ્ધિ પ્રમાણે તેને કબુલ ન કરે, એ શું બનવા જોગ નથી? વળી જો કોઈ

સારા માણસનું મન દ્વેષભાવથી એટલું તો કઠણ બની ગયું હોય કે જો કે ભલા અને પ્રમાણિક માણસો તેની પાસે ખ્રીસ્તી ધર્મ લઈ જાય તો પણ તે થોડા કાળ સુધી પરંતુ મનમાં અંદેશા આણીને તેનો નકાર કરે, એ બનવું શું શક્ય છે? ત્યાં પાઉલના અનુભવની સરખામણી કરો.

આ અધ્યાયમાં પોતાના શિષ્યોને નિડર થવામાં ઉત્તેજીત કરવાને ઈસુ જે તેના ઉદ્દેશ-હેતુ દર્શાવે છે તે શા છે?

૧-૧૨ કલમો પર તમારા મનમાં કયો સવાલ આવે છે?

## લોભને માટે ધમકી. શ્રીમંત મૂર્ખ. ૧૨; ૧૩-૨૧.

ક. ૧૫. જે માણસે ઈસુને એમ કહ્યું કે, મને મારા વારસાનો ભાગ અપાવ ત્યારે ઈસુએ જે જવાબ આપ્યો તેથી આ માણસનો ભાવ અને હેતુ કેવો દર્શાવાય છે?

તમારા મનમાં એક ચિતાર એવો ચિતરો કે જેની અંદર દુનીઆએ કદી નહિ જોએલા એવા ઉપદેશકને એક માણસ બાંય પકડી ખેંચે છે, એ માટે કે ત્યાં ઉભેલા ગરજાઉ લોકો અને દરિદ્રીઓને પડતા મૂકી તે તેના ભાઈની પાસે જઈ તેને કાંઈ પૈસા અપાવે.

ક. ૧૫. લોભ એટલે શું? માલમિલ્કતને માટે કોઈ માણસની અધિક તૃષ્ણા હોય અને તેમ છતાં તે લોભી ન કહેવાય એવું શું હોઈ શકે? કોઈ માણસનું જીવન તેની મિલ્કતની પુષ્કળતામાં હોતું નથી. આ વાક્ય તમારા પોતાનાજ શબ્દોમાં બોલો.

ક. ૧૬-૨૧. જુઓ, પેલા શ્રીમંત માણસની માલમિલ્કત તે કંઈ તેનો હરામનો પૈસો ન હતો; એમાં તેનો વાંક શો હતો?

## ભરોસો રાખવા વિષે પાઠો. ૧૨; ૨૨-૩૪.

તે વખતેજ એવું શું બન્યું હતું કે ઈસુને ચિંતા ન કરવા પર બોધ દેવો પડયો?

જુઓ આ ભાગમાં જે બોધ આવે છે તે આ દુનીઆઇ ચીજો વિષે કંઈ નિશ્ચિત રહેવા પર નથી પરંતુ આકાશના રાજ્યની વાતોમાં પૂરેપુરી રીતે તલ્લીન થઈ રહેવા પર આવે છે.

રાજ્યને શોધો એમ ઈસુના કહેવાનો શો ભાવાર્થ છે? આપણે જે મંડળીનું કામ કહીએ છીએ તે શોધો એવું તો તેનું કહેવું નહિ હોય? કે શું તેનું કહેવું એમ છે કે, એવી ટેવ પાડો કે જેથી તમારાં બધાં કામકાજ અને મોજમઝાથી દેવનો મહિમા થાય અને પુષ્કળ માણસોનું પુષ્કળ ભલું થાય?

ક. ૨૭. માણસના દીકરાનું આવવું નુહના વખતના જળપ્રલય સાથે સરખાવીને શું ઈસુ એમ જણાવવા માગતો હતો કે તેના આવવા વિષેની વાત પણ એવાજ પ્રકારની છે, એટલે કે એ વખતે નીતિના નિયમનું બળ ખાળી ન શકાય એટલું પ્રૌઢ છે તે, તથા દેવનો ક્રોધ દુનિયાને માલમ પડશે; વળી એ વખતે તેના વિશ્વાસુ સેવકોને દેવની તેમના પર થએલી કૃપાની તથા તેમની લીધેલી સંભાળની તાજી સાબિતી મળશે?

ક. ૩૧. ધાબા પરથી તેણે ઉતરવું નહિ, ત્યારે તે નાસી છૂટે કેવી રીતે?

ક. ૩૨. લુતની વહુને સંભારો. તેને શું થયું હતું અને કેમ?

## અન્યાયી ન્યાયાધીશ. ૧૮; ૧-૮.

પ્રાર્થનાનું કેટલું સામર્થ્ય છે તે દેખાડવાને એક અન્યાયી ન્યાયાધીશ જે દેવને કે માણસને ગણકારતો નહોતો તેને કેમ દાખલાને માટે પસંદ કરવામાં આવ્યો? અરજદાર તરીકે એક ગરીબ વિધવાને કેમ પસંદ કરવામાં આવી? પૈસે ટકે ઠીક એવો કોઇ શહેરી શું આ દૃષ્ટાંતમાં આવીજ રીતે કામે આવી ન શક્યો હોત? અન્યાયી ન્યાયાધીશના દૃષ્ટાંતમાં શી મુખ્ય વાત છે તે તમારા પોતાના શબ્દોમાં જણાવો, અને આ દૃષ્ટાંતમાં લોકો અને પરમેશ્વર તથા તેનાં છોકરાં વચ્ચે કેવી સરખામણી ઈસુએ કરી છે તે બરોબર ખોળી કાઢો.

ક. ૮. હું તમને કહું છું કે તે જલદીથી તેઓને દાદ આપશે. થોડી વાર પછી કે એકાએક ? પરંતુ માણસનો દીકરો આવશે ત્યારે તેને પૃથ્વી પર વિશ્વાસ જડશે શું ? જુઓ, ત્યાં ઈસુના મનમાં એવો ખ્યાલ છે કે, વચમાં આવનાર મુસીબતોના કારણથી બીજાના વતીની પ્રાર્થનામાં વિશ્વાસ રાખવો એ માણસોને માટે અતિશય મુશ્કેલ થશે.

## ફરોશી અને દાણી. ૧૮ ; ૯-૧૪.

પ્રાર્થનામાં આ ફરોશી જાણી જોઈને ઢોંગ કરતો હતો એમ શું ઈસુ આપણી પાસે અનુમાન કરાવવા માગે છે ?

તેણે ઉભા રહીને પોતાના મનમાં આમ પ્રાર્થના કરી એ, આ પ્રાર્થના કરનારમાં જે અધુરાઈ હતી તે વિષે આપણા પ્રભુનું કહેવું શું સૂચવે છે ?

ફરોશીના મનના વલણમાં ખરાબમાં ખરાબ વાત કઇ હતી ? પોતાનાં સત્કર્મો વિષે અભિમાન કે પોતાના સાથી માણસો પ્રત્યે તેનો તિરસ્કાર ?

જે પોતાને ઉંચો કરે છે તે નીચો કરાશે એવું લખેલું આગળ ક્યાં આવે છે ?

## એક શ્રીમંત જુવાન અધિકારી. ૧૮ ; ૧૮-૩૦.

લુકની સુવાર્તામાં આપેલા આ મુલાકાતના વિવેચન અને તેજ મુલાકાતના માત્થી તથા માર્કમાં આપેલા વિવેચન વચ્ચે શો તફાવત તમને માલમ પડે છે ?

ક. ૧૮. "ઉત્તમ ઉપદેશક, અનંતજીવનનો વારસો પામવાને હું શું કરૂં ?" આ જુવાને ઈસુને ઉત્તમ કહ્યો તેને માટે તે તેને કેમ ધમકાવે છે ? શું આ માણસ જે ઈસુને એક મોટા ગુરૂ તરીકે માનતો હતો અને બધી વાતો વિષે તેની જેવી સમજ હતી તે સમજ તરફ ઈસુ જોઇને તેના મનમાં એમ ઠસાવવા માગતો હતો કે, કોઇ બહાદુરીનું કામ કરીને માણસ કદિ પણ

ભલમનસાઇ પ્રાપ્ત કરી શકતો નથી; પરંતુ એ તો દેવની કૃપા થકીજ માણસનામાં આવે છે, એ માટે? કે શું, ઈસુ એમ કહેવા માગતો હતો કે, તું તારા મનમાં જે ભલાઈ ધારે છે તે હું જે મસીહ છું તેનામાં પણ નથી; પરંતુ ભલા પ્રભુ પર વિશ્વાસ રાખવાથી જે ભલાઇ આવે છે તે, તે છે?

ક. ૨૧. "એ બધું તો હું મારા નાનપણથી પાળતો આવ્યો છું." શ્રીમંત માણસ આ વચનો શું નિખાલસ ભાવે બોલ્યો હતો? મારાં કામથી મને પોતાને સંતોષ છે એમ મનમાં આણીને શું તેણે આ વચનો કહ્યાં હશે? કે શું, આ બધું તો પાળતો આવ્યો છું છતાં કેમ મારામાં શાંતિ આવતી નથી, એમ વિચાર કરતાં દિલગીર થઇને નકામી ટકટક કરતાં એમ બોલ્યો હશે?

ક. ૨૨. તું હજી એક વાત સંબંધી અધુરો છે. શું ઈસુ ત્યાં એમ બતાવવા ઈચ્છે છે કે, નિયમશાસ્ત્ર પાળવાથી જે સંપૂર્ણતા આવે છે તેના કરતાં પણ એક સંપૂર્ણતા ઉંચા પ્રકારની અને વધારે ગહન છે? કે શું, તેના કહેવાનો ભાવાર્થ એવો છે કે, તું ધારે છે કે મેં નિયમો પાળ્યા છે, પણ તું તારૂં સઘળું વેચીને જ્યારે દરિદ્રીઓને આપશે ત્યારેજ તેં તેમને પૂર્ણ પાળ્યા એમ કહેવાશે?

તારૂં જે છે તે બધું વેચી નાખ ને દરિદ્રીઓને આપી દે, ને આવીને મારી પાછળ ચાલ. આ બોધમાં કઈ જગ્યા વધારે અગત્યની છે? બધું વેચી દેવા પર કે ઈસુની પાછળ ચાલવા પર?

આ માણસ પાસેથી જે અસાધારણ માગણી કરવામાં આવી તે ધ્યાનમાં લઈને કહો કે, કયા કામને વાસ્તે ઈસુ આ જુવાન અધિકારીને બોલાવતો હશે?

ધ્યાનમાં લો કે, પ્રેરિતોની ટોળીના નિભાવને માટે ઇસુએ તેની પાસેથી કાંઇ નાણાંની મદદ ન માગી.

બધું વેચી દેવું એ ઇસુની આજ્ઞા જે કોઈ સંપૂર્ણતા મેળવવા ઇચ્છે છે તેને લાગુ પડે છે કે નહિ?

આ જુવાન માણસ ઉદાસ થઈને ચાલ્યો ગયો. ઇસુ અને જુવાન અધિકારીની આ વાતચિતના પરિણામથી બીજું કોણ ખાસ કરીને ઉદાસ થયું?

ક. ૨૫. ઉંટને સોયના નાકામાં થઈને જવું સહેલ છે ઇત્ય. ત્યાં ઇસુ શું શહેરના 'સોયના નાકા' કરીને એક નીચા અને સાંકડા દરવાજા સંબંધી બોલે છે? કે શું તેની મતલબ ખરેખર સોયના નાકાનીજ છે; અને શું એ પરથી તે એમ કહેવા માગે છે કે, કોઇ શ્રીમંત માણસ આકાશના રાજ્યમાં પ્રવેશ પામી શકતો નથી? કોઇ શ્રીમંત માણસ આકાશના રાજ્યમાં પેસી શકતો નથી એ ઇસુના કહેવાનો ભાવાર્થ કેવો છે તે વિષે આ વાત પર માર્કની હકીકતથી શું સમજાય છે?

ધનના જોખમ સંબંધી ત્યાં જે કહેવામાં આવે છે, તેવુંજ જોખમ કીર્તિનું, દુનિયાઈ પદવીનું અને મોટાં પ્રખ્યાત દાનોનું પણ છે, એમ શું કહી શકાય?

ક. ૩૦. જેણે બધું મૂકી દીધું હશે તે આ કાળમાં બહુગણું પામશે. પ્રેરિતોના સંબંધમાં આ વચન કયી રીતે પૂર્ણ થયું?

## ઇસુનાં કષ્ટ સંબંધી બીજું ભવિષ્યવચન. ૧૮; ૩૧-૩૪.

પ્રથમ આ ભવિષ્યવચન કયાં ભાખવામાં આવ્યું હતું? ઇસુના કહેવાનો ભાવાર્થ શિષ્યો ન સમજી શકયા તેને માટે કયું કારણ આગળ દેખાડવામાં આવ્યું છે?

પોતાનાં કષ્ટ સંબંધી વારે વારે ઇસુ કેમ ભવિષ્યો ભાખતો હતો?

## આંધળો માણસ. ૧૮; ૩૫-૪૩.

આ ચમત્કાર સંબંધી જુદાં જુદાં વૃત્તાંતો એક બીજા સાથે સરખાવીને ફેરફારો જુઓ. વાર્તાની મુખ્ય બાબત શી છે? શું આ બાબત દરેક વૃત્તાંતમાં આવે છે?

## જાખી. ૧૯; ૧-૧૦.

યરેખોમાં કયા ધાર્મિક લોકો સંખ્યાબંધ રહેતા હતા? જવાબ લુક ૧૦; ૩૧ માં આવે છે.

ઈસુને જોવાની કોશિશ કરવામાં જાખીની શી મતલબ હતી એ વિષે તમારી શી ધારણા છે? શું તે તેનું કેવળ એક કુતૂહળ હતું, કે શું તે કુતૂહળ સાથે ધાર્મિકપણાની લાગણી મળી હતી?

ઇસુ જાખીનું નામ જાણતો હતો તે તમે કેવી રીતે ધારી શકો છો?

જાખીને ઘેર ઈસુ કેમ ઉતર્યો? (જુઓ, આજ દાખલો એવો છે કે જેમાં ઇસુ નહોતરા વગર કોઈને ત્યાં પોતાની મેળે ઉતરે છે.)

જ્યારે ઈસુએ જાખીને કહ્યું કે, તું જલદી ઉતરી આવ, કેમકે મારે આજ તારે ઘેર ઉતરવાનું છે. ત્યારે તેને ઉતાવળ કરવાનું કેમ કહ્યું? લુક ૧૫; ૨૦-૨૨.

ઈસુએ જાખીને તેને ઘેર ઉતારો આપવા વિષે પૂછી જોયું એમાં જાખીને કેમ આનંદ થયો?

એક પાપીને ઘેર ઉતારો લેવા જાય એ પ્રભુની રીત, પ્રેરિતોને આપેલી તેની આજ્ઞા (માત્થી ૧૦; ૧૧) કે જે એવી હતી કે, ગામ કે શહેરમાં જે યોગ્ય હોય તેને ખોળી કાઢવો અને તેને ત્યાં રહેવું, એની સાથે સરખાવો અને તેનો ખુલાસો કરો. યોગ્યતામાં શું શું આવી જાય?

અને જાખીએ ઉભા રહીને પ્રભુને કહ્યું કે, પ્રભુ, જો હું મારી સંપતનો અર્ધો ભાગ દરિદ્રીઓને આપું છું ઇત્ય. લોકોનું ટોળું જે કચકચ કરતું હતું તેના જવાબમાં શું તરતજ જાખીએ આ વચનો કહ્યાં હશે કે શું, તેના ઘરમાં ઈસુની સાથે વાતચીત કર્યા પછી તે આવા નિર્ણય પર આવ્યો હશે?

ક. ૯. આજ આ ઘેર તારણ આવ્યું છે, કારણ કે તે પણ ઇબ્રાહીમનો દીકરો છે. ઈસુના આમ કહેવાનો અર્થ શું આ છે કે, ઇબ્રાહીમની માફક તે વિશ્વાસ કરતાં શીખ્યો છે માટે તેનું તારણ થયું છે? (ગલા. ૩; ૭), કે શું આ છે; જો કે તેની દશા ભુંડી અને નિંદાપાત્ર છે તો પણ તે ઇબ્રાહીમનો દીકરો છે, અને તેણે પસ્તાવો કર્યો છે એ માટે તેની વિરૂદ્ધ કચકચ કરનારાઓને તારણ પામવાનો જેટલો હક છે તેટલો તેનો પણ છે.

લુક ૧૮; ૧૮ અને પછીની કલમોમાં બતાવ્યા પ્રમાણે ઈસુએ પેલા જુવાન શ્રીમંત માણસને તેનું બધું વેચી દઇને ગરીબોને આપી દેવાનું કહ્યું, અને આ માણસ કે જેણે કદાપિ અન્યાયથી પુષ્કળ ધન એકઠું કર્યું હતું તે માત્ર પોતાની અડધી સંપત આપે એમાં ઈસુએ કેમ ખુશી બતાવી?

## મહોરનું દૃષ્ટાંત. ૧૯; ૧૧-૨૭.

ક. ૧૧. તેઓ એમ ધારતા હતા કે દેવનું રાજ્ય હમણાંજ પ્રગટ થશે એ માટે તેણે એક દૃષ્ટાંત કહ્યું. મસીહના રાજ્યનો મહિમા એકદમ પ્રગટ થાય એ વિચાર સુધારવા શું આ દૃષ્ટાંતમાં કાંઈ દેખાય છે?

માત્થી ૨૫; ૧૪-૩૦માં આપેલા તાલંતના દૃષ્ટાંત સાથે આને સરખાવો અને મુખ્ય ફરકો બતાવી આપો.

એક કુલીન પોતાને સારૂ રાજ્ય મેળવવા દૂર દેશ ગયો આ કુલીન માણસ કોણ?

મહોરથી શું દર્શાવાય છે? શું માણસોને અપાયેલાં તરેહ તરેહનાં દાનો, માલમિલ્કત અને તકો કે શું તારણની કૃપા?

એક માણસે વેપાર કર્યો. આનો આત્મિક અર્થ કેવો થાય?

ક. ૨૧. નકામા ચાકરે કહ્યું કે, તું કઠણ માણસ છે અને તેં વાવ્યું ન હોય તે તું કાપે છે. દેવ વિષે આવો ખરાબ ખ્યાલ કોઈના મનમાં કેમ આવી શકે? તેના નીચ વિચારોએ કરીને તે એમ બોલ્યો હશે એમ શું ત્યાં સમજવાનું છે?

ક. ૨૨. તારા પોતાના મ્હોંથી હું તારો ન્યાય કરીશ. આ ન્યાય પરથી ઈસુ શું આપણને એમ સમજાવવા માગે છે કે, દેવ એ રીતે ન્યાય કરે છે? કે શું, ઇસુ એવું બતાવવાને યત્ન કરે છે કે, દેવના વિષે ખોટી ધારણા બાંધીને આ માણસને જે સોંપવામાં આવ્યું હતું તે તેણે ના બજાવ્યું એમાં તેણે મુર્ખાઈ કરી?

ક. ૧૧-૧૭. આ દૃષ્ટાંતનું મુખ્ય શિક્ષણ તમારી ભાષામાં દર્શાવો.

દૃષ્ટાંત વાંચતાં કયા સવાલો તમારા મનમાં આવે છે?

## ફતેહમંદ પ્રવેશ અને મંદિરને સાફ કરવું. ૧૯; ૨૮—૪૮.

આપણા પ્રભુની યરૂશાલેમમાં ખુલ્લી પ્રવેશ કરવાની આવા ભપકા ભરેલી રીત કેવા ઢંઢેરાની બરાબર હતી? પોતે મસીહ છે એ આપણા પ્રભુએ આગળ કેમ જણાવ્યું નહિ? ત્યાં તે તેની રીત કેમ બદલે છે? પોતે કોણ છે એ બધું જણાવવાથી તેની જનસેવાને હવે ધક્કો નહિ લાગે—શું એ માટે? આ દાવો જો તેણે તેના મરણ આગળ થોડા વખત પર પ્રગટ કર્યો હોત તો શું કાંઈ નુકસાન થાત? પોતા વિષે કાંઇ પણ જણાવ્યા સિવાય જો તે મરી ગયો હોત તો શું?

અસલના જમાનામાં મુખ્યત્વે કરીને ઘોડો કેવા કામમાં વપરાતો હતો? (ઝખા. ૯; ૧૦ માં તેના જવાબની સુચના આવે છે.)

ત્યારે મસીહ એક ગધેડા પર બેસીને તેની મુખ્ય રાજધાનીમાં પ્રવેશ કરે એનો શો અર્થ થતો હતો? (ઝખા. ૯; ૧૦).

મંદિરની અંદર વેપાર ચલાવવાનું શું કારણ અને નિમિત્ત હતું? આથી આપણો પ્રભુ ઉશ્કેરાયો તેનાં શાં કારણ હતાં? મંદિરમાં ભજન કરવાને માટે જેઓએ લાંબી લાંબી યાત્રાઓ કરેલી હશે તેઓનાં મન પર પૂજાસ્થાનની આવી સ્થિતિથી શી અસર થઇ હશે? તમે આને લુટારાનું કોતર કર્યું છે; આ આરોપ શું જણાવે છે? વેપારીઓના લાભોમાં ઇસુએ હાથ

ચાલ્યો તેથી શું સાદુકીઓ તેના પ્રત્યે ઉશ્કેરાયા? આ વખતે વધારે વેપાર શાનો ચાલતો હશે?

## અધિકારીઓનો સવાલ. ૨૦; ૧—૮.

ક્યા અધિકારથી તું આ કામો કરે છે? આ પ્રશ્ન મુખ્ય યાજકોએ ક્યા હેતુથી ઈસુને પૂછ્યો? આ વિષે તેઓ કેમ માથાફોડ કરતા હતા?

ધર્મમાં અધિકારના ખરા ઉદ્ભવ સંબંધી જ્યાં જે સવાલ ચર્ચાય છે તે કોઇ પણ પ્રકારે નજીવો નથી—પરંતુ તે તો ધર્મના મધ્યકેંદ્રમાં રહેનાર છે, એ ત્યાં ધ્યાનમાં લેવું. જ્યારે આ સવાલ આટલો અગત્યનો છે ત્યારે ઈસુએ ચોખ્ખી રીતે તેને કેમ ન સમજાવ્યો?

યોહાન ઉપદેશ કરવાને આકાશ તરફથી કે માણસો તરફથી મોકલાયો હતો એ સવાલ પુછીને ઇસુએ મુખ્ય યાજકોને કેમ પ્રત્યુત્તર આપ્યો?

મુખ્ય યાજકો અને શાસ્ત્રીઓની સાથે ઉપદેશ કરવાના તેના અધિકાર સંબંધી ઇસુએ કરેલી વાત તે તેનું ક્યું એક લક્ષણ પ્રદર્શિત કરે છે?

## ભુંડા ખેડુત વિષેનું દૃષ્ટાંત. ૨૦; ૯—૧૮.

જેણે પોતાની દ્રાક્ષવાડી ખેડુતોને સુપરત કરી તે માણસને કોની જગ્યાએ સમજવો? દૃષ્ટાંતમાં જે ખેડુતો આવે છે તેઓ કોણ! શું તેઓ સામાન્ય રીતે બધા લોકો હશે કે યહુદી લોકો કે લોકોના આગેવાનો?

જે ચાકરોને શેઠે એક પછી એક એમ ફળ લેવા મોકલ્યા તેઓ ઇતિહાસમાં ક્યા વર્ગના પ્રખ્યાત માણસો તરીકે દર્શાવાય છે? દૃષ્ટાંતમાં જે દીકરા સંબંધી કહેવામાં આવ્યું છે તે જો પોતે ખ્રીસ્તજ હોય તો જે ચાકરો આગળ મોકલાયા હતા તેમની અને પોતા વચ્ચે ચોખ્ખો ફરક કાઢીને ઈસુ શું દર્શાવવા

માગે છે? ભવિષ્યવાદીઓમાંનો ઈસુ માત્ર મહાન ભવિષ્યવાદી હતો તે સવાલ પર આ દૃષ્ટાંત શું કંઈ સમજુતી આપે છે?

આ દૃષ્ટાંત કહીને શું પાર પાડવાની ઈચ્છા ઇસુએ રાખી હતી?

## ખંડણીના પૈસા. ૨૦; ૧૯-૨૬.

રૂમી સરકાર તો એક મૂર્તિપૂજક સરકાર હતી. તેથી કરીને કર ભરીને તેને માન્ય કરવાથી આસ્થિક અને સાધારણ લોકો શું ધારે? બીજી તરફ જો ઇસુ યહુદી લોકને કહેત કે તમારે દેવ પર એટલો ભરોસો રાખવો કે જેથી મૂર્તિપૂજક હાકેમને વફાદાર ન રહેવાય તો રૂમી અધિકારીઓના મનમાં તેના વિષે કેવા વિચાર આવત?

આથી કરીને અધિકારીઓએ ઇસુને કેવા પેચમાં લાવવા ઇચ્છયું?

આ ઢોંગી સવાલ પૂછનારાઓએ ઇસુની હિંમતને પાણી ચઢાવી તથા તેને સલવામણમાં લાવી તેની પાસે કયો રસ્તો લેવડાવવાનો તેમનો ઇરાદો હતો?

નજરોનજર જોવા એક ખાસ દાખલો ઇસુ માગે છે તે લક્ષમાં લો. કરનો પૈસો દેખાડવાનું તે કહે છે. ઘણી ગહન મુશ્કેલીઓમાંથી કેવી રીતે છુટવું તેનો આ એક ઇસારો છે.

## સાદુકીઓની આશાનો ભંગ. ૨૦; ૨૭-૪૦.

સાદુકીઓ કોણ હતા? યહુદી સંસ્થાનમાં તેઓ કેવી પાયરી ભોગવતા હતા? અને તેમના મત સંબંધી કઈ એક બે મોટી વિચિત્રતા હતી?

જુના કરારમાં કઈ વાર્તામાંથી ઈસુએ ઇબ્રાહીમ, ઈસ્હાક ને યાકુબના દેવ વિષેની બીના કહી બતાવી?

યહોવાહ ઈબ્રાહીમ, ઇસ્હાક તથા યાકુબનો દેવ છે એ અમરપણા સંબંધી ઇસુની ચોખ્ખી વાત નથી. આમાં ખાસ કહેવાનું એ છે કે, જીવતો અને કૃપાવાન યહોવાહ જેને ઇસુ જેમ ઓળખે છે તેમ વિચારપૂર્વક કહીએ તો કંઈ મુએલાંઓનો દેવ નથી પણ તે તેની માફક જીવતા અને ખરા આત્માઓનો દેવ છે.

માત્થીના આજ વૃત્તાંતમાં સાદુકીઓ પુનરૂત્થાન નથી માનતા એ વિષે ઇસુ કયું કારણ દેખાડે છે?

## ખ્રીસ્ત કોનો દીકરો છે? ૨૦; ૪૧-૪૪.

ઇસુનો આ સવાલ ધર્મની બાબતમાં શું એક અતિશય આવશ્યક અને જીવાળ સવાલ છે કે શું તેના મગરૂર અને ઢોંગી સામાવાળિયાઓને ગુંચવણમાં નાખી તેમને નમાવવા સારૂ તે છે?

કઈ રીતે ઈસુ દાઉદનો દીકરો હતો, અને તેથી કરીને તેની આગળ નમવાને બંધાયલો હતો? કઈ રીતે ઈસુ દાઉદનો પ્રભુ હતો અને તેથી કરીને દાઉદ તરફથી માન ને સ્તુતિ પામવાને તે લાયક હતો?

## શાસ્ત્રીઓથી સાવધ રહેવાને ચેતવણી. ૨૦; ૪૫-૪૭.

આ થોડાજ શબ્દોમાં બધી ધાર્મિક રીતનું તત્વ આવી જાય છે, જેની વિરૂદ્ધ ઈસુને મુખ્યત્વે કરીને લડવાની ફરજ પડતી હતી. પ્રથમ તો તે એક એવો ધર્મ હતો કે જેમાં લોકોએ દેવ વિષેનું ભાન ગુમાવ્યું હતું અને તેથી કરીને તેઓ અતિ આતુરતાથી લોકોનાં વખાણો ઈચ્છયા કરતા હતા, અને આ વિષે આ ધર્મમાંથી દયા અને સાધારણ સદાચરણ પડતાં મૂકાયાં હતાં. ત્યાં ઈસુ કંઇ ખાલી નિંદા કરતો નહોતો. સામાન્ય લોકોને માટે તે તો પોતાનું મરવું નક્કી કરતો હતો.

શાસ્ત્રીઓને વિરૂદ્ધ કહેલી આપણા પ્રભુની આ ટુંક વાત માત્થી ૨૩ માં આવતી આવી કેટલીક વાતો સાથે સરખાવો.

## વિધવાની અધેલી. ૨૧; ૧—૪.

ત્યાં ઇસુ એક એવો નિયમ બાંધે છે કે દેવને આપવામાં આવેલું દાન માન્ય કરવા જોગ છે કે નહિ તેનો આધાર દાનની કિમ્મત પર નથી પણ શાના ઉપર?

## છેલ્લી બાબતો પર વાતચિત. ૨૧; ૫-૩૮.

### સામાન્ય સવાલો.

ક. ૧. ભવિષ્યકાળની ગણત્રીની માર્ગોપદેશિકા તરીકે શું છેલ્લી બાબતો વિષે આ વાતચિત કરવામાં આવી હતી? કે શું શિષ્યોને ભવિષ્યમાં ઉભા થનાર ઠગારા અને આવી પડીને તેમને ગભરાવી નાખનાર ત્રાસ સામે તેઓ થાય તથા **બીજા આગમનને** માટે તૈયાર રહેવાનું તેઓને મન થાય માટે આ વાતચિત થઇ હતી?

ક. ૨. તે દિવસ અને ઘડી વિષે ઇસુ પોતે જે જાણતો હતો તે વિષે તે બીજી જગ્યાએ શું કહે છે? માર્ક ૧૩: ૩૨.

ક. ૩. આ અધ્યાયને કેટલીકવાર વાંચ્યા પછી તમે કેવા નિર્ણય પર આવશો? શું એવા કે, તેનો કલમે કલમ અભ્યાસ કરવો અને કઈ ખાસ હકીકતો સંબંધી અધ્યાયમાં જુદી જુદી વાતો કહેલી છે તે ઠરાવવું કે, શું એવા કે, તેને સામટો આખોયે વાંચી જવો અને ઇસુ તે વાતોથી તેના શિષ્યોના મનમાં જે છાપ બેસાડવા ચહાતો હતો તેજ પોતાના મન પર પણ પાડવી?

ક. ૪. આ અધ્યાયમાં એવી કઈ વાત આવે છે કે જે પહેલીજ નજરે જોતાંજ એમ જણાય કે તેમાં કહેલું સઘળું પહેલી સદીમાંજ પુરૂં થઇ જશે.

ક. ૫. રૂમી રાજ્યનાં બધાં મોટાં મોટાં મથકોના ઉમદા માણસોના સમુદાયો પ્રેરિતોના મરવા પહેલાં, ઇસુ પર પુરો પ્રેમ તથા તેની માનયુક્ત સેવા કરતા હતા. આજ વાત વર્ણવતો હોય એવો આ અધ્યાયમાંથી એક ફકરો શોધી કાઢો.

ક. ૬. જુના કરારમાં ઇસુના આવવા સંબંધીનાં ભવિષ્યવચનો એવો ખ્યાલ મનમાં ઉપસ્થિત કરે છે કે, તેના આવવાથી સઘળી વાતો પરિપૂર્ણ થશે અને તેના આગમન સાથેજ આનંદી દિવસ શરૂ થશે. પરંતુ, જ્યારે ઇસુ આવ્યો ત્યારે તેણે વળી હજી એક બીજા આગમન વિષે લોકોને કહ્યું. ત્યારે આ પરથી શું એ માનવું સંભવિત છે કે જ્યારે આ બીજું આગમન થશે ત્યારે માણસોને એથી વળી મોટા આગમન વિષે કહેવામાં આવશે?

ક. ૭. મસીહના આવવા સંબંધીનાં ભવિષ્યવચનો જ્યારે આપણે ખ્રીસ્તના જીવનની વાતો સાથે સરખાવીએ છીએ ત્યારે આપણા મનમાં અજાયબી સાથે એવું આવે છે કે, જો કે ખ્રીસ્તના જીવનની વાતો ભવિષ્યવચનો પ્રમાણે પુરી થાય છે તો પણ તેઓ અક્ષરશઃ અને યંત્રની માફક તે ભવિષ્યવચનો પુરી કરતી નથી. આ પરથી ત્યારે એવી ઉમેદ રાખવી એ શું બરોબર છે કે, દાખલા તરીકે, આ અધ્યાયમાં આપણા પ્રભુએ પોતાનાં જે જે ભવિષ્યો ભાખ્યાં છે તે અક્ષરે અક્ષર અને અદલ અનુક્રમે પૂર્ણ થશે?

ક. ૮. અધ્યાયમાં એવું ભવિષ્યવચન કયાં આગળ કહેવામાં આવે છે કે, જેમ જેમ ખ્રીસ્તનો ભાર બોજ માણસોમાં વધશે અને તેના નામનો અધિકાર વધારે જામશે તેમ તેમ જનસમાજમાંના દુર્જનો પોતાને ખ્રીસ્તના નામથી ઓળખાવશે, ખ્રીસ્તની બોલી બોલશે અને ભુંડાઇ કરવાને ખુદ ખ્રીસ્તના અધિકારને માટે હક કરશે?

ક. ૯. આ દુનિયામાં ખ્રીસ્તના તે મહા પ્રતાપી પ્રગટ થવા પહેલાં ભયંકર બીનાઓ આવી પડશે અને આ દુનિયા સારી તો નહિ પણ વધારે ને વધારે બગડતી જાય છે એવું જે બીનાઓથી દેખાય છે તે આ અધ્યાયમાં કયાં આગળ કહેવામાં આવ્યું છે?

ક. ૧૦. કયો ફકરો સ્પષ્ટ બતાવે છે કે, દુનિયા પર ખ્રીસ્તનું સર્વોત્તમ આગમન એવું થશે કે જેમાં આખી દુનિયા તેને માટે રાહ

જોવાને કે તેનો સત્કાર કરવાને બદલે એકાએક અને ભયંકર રીતે તેને થતું દેખશે?

ક. ૧૧. જ્યારે દુનિયાને બીજા આગમન વિષે અચંબો લાગશે અને કોઈ પણ માણસ તેનો અદલ વખત નહિ જાણતું હોય તો પણ તેના વિશ્વાસુ સેવકો ચંચળતાથી અને પ્રાર્થનાથી તેનું રાજ્ય નજીકમાં છે એવું પારખી કાઢશે એવો ઇસારો આ અધ્યાયમાં ઇસુ કયાં આગળ કરે છે?

## ખાસ કલમો પર સવાલો.

ક. ૧૪. માટે તમે પોતાના મનમાં નિશ્ચય કરો કે પ્રત્યુત્તર કેવી રીતે દેવો તે વિષે આગળથી ચિંતા ન કરવી. પોતાના બચાવમાં બોલવા માટે શિષ્યો જો આગળથી મનમાં ચિંતા રાખીને સખ્ત તૈયારી ન કરે તો બીજી કઈ બાબત તરફ તેઓ પોતાનું મન લગાડે?

ક. ૧૫. કેમકે હું તમને મુખ તથા બુદ્ધિ આપીશ. ઇસુ આ વાકય લ્યાં એવી રીતે બોલે છે કે જાણે તેવે વખતે તે ખરેખર તેમની સાથેજ રહેવાનો હોય. ઈસુના દેવત્વના એવા દાવા સુવાર્તામાં લ્યાં ને ત્યાં મળી આવે છે તેમાંનો આ એક દાવો છે.

ક. ૧૬. ને તમારામાંના કેટલાએકને તેઓ મારી નંખાવશે. આના પછી જે કલમ એવી આવે છે કે, તમારા માથાનો એક નિમાળો પણ નાશ પામશે નહિ, તેની કેવી સમજુતી આ વાકય આપે છે?

ક. ૧૯. તમારી ધીરજથી તમારા જીવને તમે બચાવશો. તમારી પોતાની ભાષામાં આ કલમનો અર્થ કરો.

ક. ૨૪. ને વિદેશીઓના સમયો પુરા થશે ત્યાં લગી યરૂશાલેમ વિદેશીઓથી ખુંદી નંખાશે. વિદેશીઓના સમયો કયા કયા છે? તે સમયોમાં તેમને શું કરવાને છૂટ મળશે? આ અધ્યાયના કયા ફકરાઓ ઇ. સ. ૭૦માં અજબ રીતે પુરા થયા હતા?

ક. ૩૪. પણ તમે પોતા વિષે સાવધાન રહો, રખે કદાપિ અતિશય ખાધાથી તથા પીધાથી તથા સંસારી ચિંતાથી તમારાં મન જડ

થાય. આ બોધ ઇસુના કયા દૃષ્ટાંતમાં અને કયા શ્રોતાજનોને કરવામાં આવ્યો હતો?

## મુખ્ય યાજકોની યુક્તિઓ.

### પરસ્વાધીનતા અને પાસ્ખાપર્વની તૈયારી. ૨૨; ૧-૧૩.

ક. ૧. પાસ્ખા પર્વ. લોકોની આ પર્વની સંસ્થાપના વિષેની હકીકત. નિર્ગમન ૧૨; ૧-૨૮ માં જુઓ.

ક. ૧૦. જુઓ તમને શહેરમાં પેસતાં પાણીની ગાગેર લઇને એક પુરૂષ સામો મળશે, તે જે ઘરમાં જાય ત્યાં તેની પાછળ જાઓ. આ પરથી શું આપણે એમ સમજવાનું છે કે, પ્રભુને યરૂશાલેમમાં કોઈ શિષ્ય તેની કોટડી આપે જેમાં તે તેના શિષ્યો સાથે પાસ્ખાપર્વ પાળે એવો આગળથી કોઇ છાનો ઠરાવ હોવો જોઈએ અને યહુદા એ જગ્યા ન જાણે એને માટે બધા શિષ્યોથી એ ઠરાવ ગુપ્ત રખાયો હોવો જોઈએ? કે શું આ બીનામાં આપણા પ્રભુની ચમત્કારિક અગમ દૃષ્ટિ આપણે જોઈશું?

### છેલ્લું ભોજન. ૨૨; ૧૪—૩૮.

ક. ૧૮. કેમકે હું તમને કહું છું કે દેવનું રાજ્ય આવે ત્યાં લગી હું હવેથી દ્રાક્ષનો રસ પીનાર નથી. નવા રાજ્યનું આગમન એ કેવા આનંદ અને ખાનપાનનો વખત છે અને તેનો મહિમા ગૌરવ કેટલો બધો છે એ વિષેનો આ ચિતાર જુઓ. ઈસુ ખરેખર પાછો આવશે અને તેના પ્રેરિતો સાથે જમશે એ વખતની રાહ જોવાનું શિષ્યોને સ્વાભાવિક રીતેજ મન થાય એ જુઓ. પરંતુ એ વાત ખરેખર બને એ કેટલી જુદી અને કેટલી બધી ભારે છે? ઇસુ આ બીના બનવાની જે રાહ જુએ છે તેની ખરી પૂર્ણતા કઈ છે? લાજરસને ઈબ્રાહીમની સાથે જે ખ્યાલ-ખુશાલીનો સમય હતો તેવોજ કોઈ મિલાપ તેને તેના શિષ્યો સાથે થશે એવી શું ઈસુની ધારણા છે? (લુક ૧૬; ૧૯-૩૧) કે શું આ વખત પેલા પચાસમાના દિવસે પુરો થઈ ગયો કે જે વખતે ઠઠ્ઠાખોરોએ પ્રેરિતોને એમ કહ્યું હતું કે, એ માણસોએ

નવો દ્રાક્ષરસ પીધો છે? પણ જવાબમાં તેમને એમ કહેવામાં આવ્યું કે, અમારો આનંદ અને અમારી પ્રેરણા તો અમને કોઈ વધારે મોટા પ્રભાવથી મળ્યાં છે.

ક. ૩૬. પણ હમણાં જેની પાસે થેલી હોય તે રાખે ને જોણણું પણ રાખે, ને જેની પાસે તલવાર ન હોય તે પોતાનું લુગડું વેચીને તલવાર રાખે. આને જો અલંકૃત રૂપમાં લઇએ તો ઇસુના એ બોલવાનો અર્થ શું એવો થાય કે, એવા દિવસો કે જેમાં તેમની બધી ગરજો પુરી પાડવામાં આવતી હતી તે હવે વહી ગયા છે અને તેથી કરીને એક સિપાઇના જેવી ચંચળતા અને શૌર્યથી તેઓએ તેમના પર આવી પડતા નવા વિરોધ અને નવાં જોખમોની સામે થવું જોઇએ? અને જો શબ્દ પ્રમાણે તેને જોઇએ તો શું ઇસુનો ભાવાર્થ એવો નીકળે કે, આવી પડતા હુમલાઓથી પોતાની જીંદગી બચાવવાને તેઓએ તૈયાર રહેવું જોઇએ?

ક. ૩૮. અને તેઓએ કહ્યું કે, પ્રભુ, જો આ બે તલવાર રહી; ને તેણે તેમને કહ્યું કે, એ બસ છે. આ જગ્યાએ ઇસુનું કહેવું શું એવું છે કે આ વાતને હવે બસ કરો; તમે મારૂં કહેવું સમજતા નથી; કે શું, તેનું કહેવું એવું છે કે, તેમના પ્રયોજનને માટે બે તલવારો બસ છે?

## વાડીમાંનું દુઃખ. ૨૨; ૩૯—૪૬.

ક. ૪૦. "પરીક્ષણમાં ન પડો." ત્યાંજ ઇસુના આ પ્રમાણે કહેવાનો ભાવાર્થ શો છે? પરીક્ષણ એટલે શું? શું કસોટી કે એવી કોઈ પરીક્ષા કે જેને માટે તેઓ તૈયાર ન હોય?

ક. ૪૨. પોતાનાં દુઃખોના કારણથી ઈસુ બહુ કષ્ટાયો, અને તેથી મુક્ત થવાને તેણે પ્રાર્થના કરી. આ વાત પરીક્ષણ પામેલા માણસોમાં તેનો દૈવી ભારબોજ શું વધારે છે કે ઘટાડે છે? માણસોનું વજન વધારે એવી કોઇ વાત તેના દેવ હોવાના દાવાને ઘટાડી શકે શું?

## પરસ્વાધીન કરનારનું ચુંબન, ઈસુનું પકડાવું, માલ્ખસ. ૨૨; ૪૭—૫૩.

ક્ર. ૪૭–૫૩. ઇસુના પકડાવા વિષેનાં બીજાં વૃત્તાંતોમાં આપણને બીજી કઈ વધારાની હકીકત મળી આવે છે?

### પીતરનો નકાર. ૨૨; ૫૪—૬૨.

આ વિષેનાં બીજાં વૃતાંતોમાં કયા આબેહુબ વધારા આપણને મળે છે?

### સાન્હેડ્રીમની આગળ ઈસુ. ૨૨; ૬૩—૭૧.

ક્ર. ૬૯. પણ હવે પછી માણસનો દીકરો દેવના પરાક્રમને જમણે હાથે બિરાજશે. ઇસુ વિષે લોકોએ પ્રથમ બાંધેલી ધારણાને તેમનું એકાએક ફેરવી નાખવું, વળી આખા રૂમી રાજ્યના અસંખ્ય બહાદુર શિષ્યોના હૃદયના પરમ ઉચ્ચસ્થાને તેનું મહિમાપૂર્વક બિરાજવું તથા માણસોનાં જીવન પર બેઠેલો તેનો ઈશ્વરી ભારબોજ; આ બધું ઈસુનું આ પ્રમાણે કહેવું કે, "હવે પછી માણસનો દીકરો દેવના પરાક્રમને જમણે હાથે બિરાજશે" તે સત્ય હોય એમ સાબિત કરે છે, એવું શું આપણાથી કહેવાય?

ક્ર. ૭૦. તો શું તું દેવનો દીકરો છે? તમે કહો છો કે હું તે છું. પ્રથમ આપણા પ્રભુએ પોતાનું મસીહપણું જાહેર ન કરતાં મૌન ધર્યું, અને તેને મહા ભારે હાનિ પહોંચે એવા કઠણ સંજોગો તળે તે કેમ પુરી હિમ્મતથી પોતાનું દૈવીપણું પ્રગટ કરે છે એની તમે શી સમજણ આપશો? આવા અણીના વખતે જો તેણે પોતાને પ્રગટ કર્યો ન હોત તો એથી મંડળી પર શી અસર થઇ હોત?

તેની તપાસણીના સમયે ઈસુના કયા ગુણો બહુજ દીપી નીકળે છે?

### પીલાતની આગળ ઈસુની તપાસણી થાય છે? ૨૩; ૧-૧૭.

પીલાત વિષે તમે શી શી માહિતી મેળવી શકો છો? કૉમેન્ટરીઓ અને શાસ્ત્રનો શબ્દકોષ જુઓ.

ક. ૧. આખી સાન્હેદ્રીમ ઉભી થઇને ઈસુને પીલાતની સમક્ષ કેમ લઇ ગઇ? આવી એક આખી મહાન સભા એક ગરીબ કેદીને લઇને પીલાતની કચેરી સુધી તેની સાથે સાથે જાય એ તો ખરેખર નવાઇ ભરેલું હતું.

ક. ૨. મુખ્ય યાજકોની કચેરીથી ઈસુને જ્યારે પીલાતની કચેરીએ લઇ જવામાં આવ્યો ત્યારે યહુદીઓએ તેના પર નાખેલા આરોપને કેમ બદલ્યો? મુખ્ય યાજકની આગળ જે આરોપ થકી તેને દોષિત ઠરાવવામાં આવ્યો તે એક વાર ફરીથી ધ્યાન-પૂર્વક વાંચી જાઓ, અને એક દીવાની અમલદાર આગળ તેવો આરોપ શું ભારે દેખાયો હોત તે વિચારી જુઓ.

ક. ૨. અમને એવું માલમ પડ્યું છે કે, આ માણસ કહે છે કે હું પોતે ખ્રીસ્ત રાજા છું. જે સુવાર્તાનો આપણે આટલે સુધી અભ્યાસ કરતા આવ્યા છીએ, તે પ્રમાણે આપણા પ્રભુનું ખરૂં મન તેના ઉત્સાહી અનુચરો તેને મસીહ તરીકે જાહેર કરે એ પ્રત્યે કેવું હતું?

કાઇસારને ખંડણી ભરવાની ના પાડે છે એવો આરોપ યહુદીઓએ તેના પર નાખ્યો. આ બાબત તેનું ખરૂં મન કેવું હતું? ૨૦; ૨૦-૩૬.

ઈસુ અને પીતર વચ્ચે જે વાતચીત થઇ તેના વર્ણનને માટે જુઓ યોહાન ૧૮; ૩૩-૩૮: ૧૯; ૭-૧૨.

ક. ૬. અને તે હેરોદના ભણીનો છે એમ તેણે જાણ્યું ત્યારે તેને હેરોદની પાસે મોકલ્યો. શી વાત ઉડાડી દેવાને પીલાત ઇસુને હેરોદ પાસે મોકલે છે? એ સંભવિત છે કે ન્યાયના કામ માટે પોત-પોતાની હદ વિષે પીલાત અને હેરોદને ઝઘડો થયો હશે? ત્યારે તેઓ કયો રસ્તો લે તો પાછા મિત્ર બની જાય?

## ઈસુ હેરોદની આગળ. ૨૩; ૮-૧૨.

એક ચમત્કાર કરીને ઈસુએ હેરોદની જીજ્ઞાસા કેમ સમાવી ન દીધી?

જો કે મુખ્ય યાજકે તેના પર નાખેલા આરોપો સખ્ત હતા છતાં પણ એવું શું હતું કે જેથી ઈસુએ હેરોદના સવાલોમાંના કોઇનો પણ ઉત્તર આપ્યો નહિ? શું એ માટે કે, હેરોદની હકુમત સ્વીકારવાનું તેનું મન નહોતું કે શું, હેરોદનો સ્વભાવજ એવો હતો કે જો ઈસુએ તેના (હેરોદના) મનગમતા અને કપટી સવાલોના જવાબો આપ્યા હોત તો તે ઇસુને માટે અણશોભતું દેખાત, એ માટે?

કયા હેતુથી ઘણું કરીને હેરોદે ઈસુની ઠઠ્ઠા કરતાં તેને એક ભપકાદાર જભ્ભો પહેરાવ્યો? ઈસુએ એવો કેવો સ્વભાવ બતાવ્યો હતો કે જેથા હેરોદે રીસમાં તેને આ જભ્ભા પહેરાવ્યો?

કયા હેતુથી ઘણું કરીને હેરોદે ઇસુને છેલ્લો ચુકાદો આપવાની ના પાડી હશે? પ્રજાની તેના પ્રત્યેની પ્રિયતા કઈ એક બાબતમાં ગુમાવી બેસવાને તે બીતો હતો? આ સુવાર્તામાં હેરોદના અગાઉ કયા એક કૃત્ય વિષે વર્ણવામાં આવ્યું છે કે જેથી તેણે સાધારણ લોકપ્રિયતા ગુમાવી દીધી હતી?

ઇસુના મરણની જુમ્મેદારી વ્હોરી લેવાને ના પાડ્યાથી હેરોદે કેવી વર્તણુક બતાવી કે જેના વિષે ઇસુએ આગળ કહેલું હતું? (૧૩; ૩૨).

## તેનું વધસ્તંભે જડાવું. ૨૩; ૧૩-૫૨.

ક. ૧૬. માટે હું તેને કંઇ શિક્ષા કરીને છોડી દઇશ. તેને છોડી દેવા પહેલાં પીલાતે ઇસુને શિક્ષા કરવાનું કેમ ધાર્યું? હમણાંજ તેણે એમ કહ્યું હતું કે, જે વાતોનું તમે તેના પર તહોમત મૂકો છો તે સંબંધી કંઇ અપરાધ આ માણસમાં મને જણાયો નહિ. ઈસુને શિક્ષા કરવાથી યહુદીઓ પર કેવી અસર થશે એ વિષે તેની કેવી ધારણા હતી?

ક. ૧૮. લોકવૃંદ બારાબાસની કેમ માગણી કરતું હતું? યહુદીઓના સમાજમાં તે પ્રિયતા મેળવે એવા કયા ગુણો તેણે દર્શાવ્યા હતા?

વધસ્તંભે જતાં આપણા પ્રભુએ પોતાના પંડની પણ કાળજી નહિ રાખતાં જે ભવિષ્યવાત ભાખી તેનો આપણી પાસે કયો દાખલો છે?

ક. ૩૧. જો તે લીલા ઝાડને આમ કરે છે તો સુકાને શું કરવામાં આવશે? આ અલંકારીક ભાષા બોલતાં યહુદી આગેવાનોના જુસ્સા અને તેમની વર્તમાન રીત વિષે પ્રભુ ઇસુ કેવાં અગમવચન ભાખે છે?

આપણા પ્રભુના સાર્વજનિક છેલ્લા શબ્દો અસલનાં ભવિષ્યવચનોનું પુનઃ ટાંચણ તથા પુનઃ કથન છે તે ધ્યાનમાં લો.

ક. ૩૪. અને તેનાં લુગડાં તેઓએ પોતામાં વહેંચ્યાં. બધા સુવાર્તિકો આ બીના દર્શાવે છે એનું કારણ તમે શું ધારો છો? ઇસુનાં લુગડાં વહેંચવા વિષેની શાસ્ત્રલેખની એ સંપૂર્ણતા હતી એવી તેમની ધારણા હશે તેથી? કે, સઘળા જોનારાઓ દૂર ઉભેલાઓ પણ આ બનાવ જોઇ શકે એવો હતો તેથી? કે ખાસ કરીને આપણા પ્રભુનાં દુઃખો પ્રત્યે વજ્ર હૃદયવાળા સિપાઇઓની બેદરકારી હતી તેથી?

ક. ૩૮. "આ યહુદીઓનો રાજા છે." ઇસુ પરના તિરસ્કારને માટે પીલાતે શું આ લેખ લખ્યો હતો કે, યહુદીઓ પર અતિશય કોપાઇને?

કેવળ લુકનીજ સુવાર્તામાં વધસ્તંભ પર રહીને ઇસુની બોલેલી કઈ કઈ વાતો મળી આવે છે?

ક. ૩૯. અને તેની સાથે ટાંગેલા ગુન્હેગારોમાંના એકે તેની નિંદા કરી. આ ગુન્હેગારો વિષે માત્થી શું કહે છે?

ક. ૪૨. હે ઇસુ, તું તારા રાજ્યમાં આવે ત્યારે મને સંભારજે. ઇસુ તેના રાજ્યમાં આવનાર છે એવી ખાતરી આ દુઃખથી પીડિત માણસના મનમાં શાથી ઉદ્ભવી હતી? શું, ઇસુ વિષે એવું તેણે કંઈ આગળથી સાંભળ્યું હતું તેથી કે શું, ઇસુએ પોતાના

દુશ્મનોને માટે જે રીતે પ્રાર્થના કરી હતી (ક. ૩૪) તેથી એ ખાતરી તેને (ચોરને) ઉદ્ભવી હતી? કે ઇસુના વધસ્તંભે જડાવા પહેલાં ઇસુથી તેને કોઈ દીલસોજીસૂચક વચન મળ્યું હતું તેથી?

જ્યારે પેલા ચોરે ઇસુને એમ કહ્યું કે, તું તારા રાજ્યમાં આવે ત્યારે મને સંભારજે એમાં શું એમ દેખાય છે કે, એ રાજ્ય ઝટપટ આવવાનું છે એવી તે વાટ જોતો હશે? આના પ્રત્યુત્તરમાં ઇસુનો હાજર જવાબ જુઓ.

લુક અને બીજા સુવાર્તિકો પોતાને દાબમાં રાખીને અને પ્રથમ નજરે તો બિલકુલ ઠંડી રીતે ઇસુ વિષે વાત કેમ કહે છે? આ વિષે તમે શું ધારો છો?

## દફનક્રિયા. ૨૩; ૫૦—૫૬.

ક. ૫૪. ને સિદ્ધિકરણનો દિવસ હતો ને વિશ્રામવાર નજદીક આવ્યો હતો. શાને માટે સિદ્ધિકરણનો દિવસ?

બીજા કયા રાજદરબારીએ યોહાનની સુવાર્તાના જણાવ્યા પ્રમાણે ઇસુને તેની દફનક્રિયામાં માન આપ્યું હતું?

## દૂતોનું દર્શન. ૨૪; ૧—૧૨.

લુકના આ વૃત્તાંત સાથે યોહાન ૨૦; ૧—૯ માં આવતું વૃત્તાંત સરખાવી જુઓ અને આ બન્ને હકીકતોમાં આવતું સરખાપણું ધ્યાનમાં લો. વળી શું શું જુદું પડે છે તે પણ જુઓ.

હવે વળી પાછા લુકનું એ વૃત્તાંત વાંચી જાઓ અને તેને માર્ક ૧૬; ૧—૮ સાથે સરખાવો. માર્કના કહેવા પ્રમાણે પુનરુત્થાન વિષે પ્રથમ કોને જાહેર કરવાનું પેલી બાઇઓને ખાસ કરીને ફરમાવવામાં આવ્યું હતું? લુકના કહેવા પ્રમાણે કયો પ્રેરિત પ્રથમજ ઇસુની કબરે દોડી ગયો?

લુકના કહેવા મુજબ અગિયારને ને બાકીના બધાને પેલી બાઇઓએ પુનરૂત્થાન જાહેર કર્યું, પરંતુ માર્ક ૧૬ ; ૮ પ્રમાણે એ સ્ત્રીઓએ શું કર્યું?

જો માત્થી ૨૮ ; ૮ વાંચશો તો માલમ પડશે કે તે બાઇઓ એ વાત ફેલાવવાને બીતી હતી પણ તેમાં એમ પણ લખ્યું છે કે તેઓએ તે વાત ઈસુની નાની ટોળીમાં જણાવી.

**એમ્મૌસ જવાના રસ્તે. ૨૪ ; ૧૩—૨૫.**

આ બીના શું કોઇ બીજી સુવાર્તામાં જણાવેલી છે?

ક. ૨૭. મુસાથી તથા સઘળા ભવિષ્યવાદીઓથી માંડીને મસીહ વિષેનાં ચોખ્ખાં ભવિષ્યવચનો જેમાંનાં થોડાંક જુના કરારમાં છે, શું તે પર કે અસલના ભવિષ્યવાદીઓએ અને નિયમશાસ્ત્રીઓએ જે જે હીલચાલ ઉભી કરી અને જેના પૂર્ણતાને માટે ખ્રીસ્તની જરૂર હતી તે પર કે ઇસ્રાએલના મહાન આગેવાનો જેઓ લગભગ મસીહ જેવા હતા અને જેઓ સતાવણી અને સંકટ વેઠી વેઠીને તેમના લોકોમાં ભારબોજવાળા અને મોટી સત્તા-વાળા થઇ ગયા અને આ પ્રમાણે એક એવી વહેવારૂ રીત મૂકતા ગયા કે ઇસ્રાએલનો મોટામાં મોટો આગેવાન અને ભવિષ્યવાદી સહુથી વધારે દુઃખિત હોવો જોઇએ એ માટે કે પોતાના લોકોને આશીર્વાદ આપવાને તેની પાસે પરમ પરાક્રમ હોય ; શું એ બધી વાત પર તેણે પેલા મુસાફરોની આગળ વિવેચન કર્યું હશે?

ઇસુનાં દુઃખો ને મરણ વિષે ભવિષ્યવચન કહેવામાં આવ્યું હતું એ સંબંધી શિષ્યોને ખાતરી કરી આપવાનું કેમ આવશ્યક હતું? શું, દુશ્મન યહુદી પ્રજાની સામે થવાના દિવસો આવે અને ત્યારે ખ્રીસ્તનાં મરણ તથા દુઃખો વિષે પાછા શકમંદ થવાને તેઓ લલચાય, અને વળી ઉઠેલા ખ્રીસ્તના પાછા દેખાવા વિષેની જે સત્ય વાત તેમની પાછળ બની ગઈ એ તેઓ જાણે, એટલુંજ નહિ પણ તેની સાથે શાસ્ત્રોની સાક્ષી પણ તેઓ જાણે, એ માટે?

એમ્મૌસ જવાના રસ્તે બે શિષ્યોને દીધેલા દેખાવ વિષેની વાત સંભાળથી વાંચ્યા બાદ યોહા. ૨૧; ૧-૧૪ વાંચો અને આ બે આખ્યાનોમાં રહેલા મળતાપણાને સારીપેઠે તપાસી જુઓ. ગાલીલમાં માછલાં પકડવા સંબંધી એક વાત છે અને બીજી યરૂશાલેમ પાસે આવેલા એક ગામડે જવાની છે. પરંતુ, બાહ્ય અમળતાપણું હોવા છતાં કેટલુંક જાણવા જોગ સાફ મળતાપણું પણ છે. બન્ને બનાવોમાં ઇસુ પ્રથમ કેવી રીતે શિષ્યોને દેખાય છે? બન્ને વાર્તાઓ કેવી રીતે પુરી થાય છે?

## શિષ્યોને દીધેલું દર્શન. ૨૪; ૩૬—૫૩.

યોહા. ૨૦; ૧૯-૨૩ સાથે લુક ૨૪; ૩૬-૪૯ ધ્યાનપૂર્વક વાંચો અને બન્ને વાચનોમાં રહેલું સરખાપણું જુઓ, બન્ને વાચનો તળે જણાતી મુખ્ય વાતોની એકતા તપાસો.

ક. ૪૧. અને તેઓ હર્ષને લીધે હજી વિશ્વાસ કરતા નહોતા—વિશ્વાસ સિવાય તેઓ કેવી રીતે હર્ષ કરી શકે?

ખાવા માટે ઈસુની માગણીથી શિષ્યોનાં મન પર કેવી અસર થઇ હોય?

માત્થી અને માર્કનાં વૃત્તાંતોમાં એક દૂત દેખાય છે અને ત્યાર પછી ઇસુ પોતે શિષ્યોને તેમની અગાઉ ગાલીલમાં જવા વિષે વચન આપે છે. આથી ઉલટું લુકના વૃત્તાંતમાં ઇસુ શિષ્યોને શું કરવાને સંબોધે છે? ગાલીલમાં જવાના સંબોધનમાં ઇસુની શી મતલબ હશે? શું, શિષ્યોને દેખાવાને માટે ઇસુને ગાલીલ વધારે અનુકૂળ અને વધારે પવિત્ર સ્થળ હતું તેથી? કે તેઓને માટે એ સમજવું અગત્યનું હતું કે, ઇસુનો આત્મા કોઇ ખાસ જગ્યાએજ કંઈ રહેતો નથી, પણ જેમ યરૂશાલેમમાં તથા તેની આસપાસની જગ્યાઓમાં તે તેમને મળતો તેમ તેમની અવર જવરની જગ્યાઓમાં તે તેમને મળી શકે છે, એમ શું ઇસુની મતલબ હશે?

યરૂશાલેમમાં થોભી રહેવા વિષેનું સંબોધન જે લુકે આપણે માટે ટાંકી રાખ્યું છે તે આ દર્શાવેલ ખ્યાલને ઉલટું છે શું ? કે શું, એ સંબોધનમાં માત્ર આ વાત પર ભાર દેવાયો છે કે, જો કે તમારે પવિત્ર સ્થળો છોડીને આસપાસનાં સ્થળોમાં સુવાર્તા લઈ જવી પડે તોપણ તમારા કામને માટે તૈયાર થવાને એક મોટા દાનની પ્રથમ રાહ જોવાનો તમને લાભ અપાયો છે ?

પચાસમાનું પર્વ જે પાસ્ખા પર્વથી પચાસમે દિવસે આવે છે તેની આગળ દશ દિવસ રાહ જોવાને શું શિષ્યોને ગાલીલમાં પાછા જઇને યરૂશાલેમમાં વખતસર આવવાનું બની શકત ?

માત્થી તથા માર્કના કહેવાનો જેમ ભાવાર્થ છે તેમ યોહાનનું વૃત્તાંત, ઇસુનાં ગાલીલમાં દીધેલાં દર્શનો અને લુકે વર્ણવેલાં યરૂશાલેમનાં દર્શનો જોડી દે છે તે જુઓ.

૨૪ ; ૩૬–૫૩ માં બારને ઇસુએ દીધેલાં દર્શનોનો જેમ તમે અભ્યાસ કરો તેમ, એ બધું પુનરૂત્થાનના દહાડેજ બન્યું, એવો ખ્યાલ શું તમારા મનમાં આવે કે નહિ ? હવે આજ કલમો એજ લેખકના પ્રેરિતોનાં કૃત્ય ૧ ; ૧–૧૧ના વૃત્તાંત સાથે સરખાવી જોશો તો માલમ પડશે કે, શિષ્યોને વારે વારે દર્શનો દીધા પછી ચાળીશ દિવસે ઇસુનું સ્વર્ગારોહણ થયું. આ એકજ લેખકનાં એ જુદાં જુદાં વૃત્તાંતોની સરખામણી આપણા મનમાં એવો વિચાર મૂકે છે કે, એ લેખકોની આપેલી એક બીનાનાં કોઈ પણ વર્ણનો એક બીજા સાથે અક્ષરેઅક્ષર મળતાં આવતાં નથી ; માટે તે વર્ણનો વિષે તેમના ખ્યાલો જુદા જુદા હોવા જોઇએ એમ માની લેવું એ કેટલું ગેરવાજબી છે ?

---